મેકમિલનનાં ગુજરાતી શાળોપયોગી પાઠ્ય પુસ્તકો.

# ગુજરાતના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ

Reg. No. 211

કર્તા

પ્રાણુલાલ કીરપારામ દેસાઈ,

બી. એ., એસ. ટી. સી. ડી.

સુપરિન્ટેન્ડેન્ટ મ્યુનીસીપલ સ્કુલ્સ, અમદાવાદ.

મૅકમિલન અને કંપની, લિમિટેડ

મુંબઈ.

કિંમત ૦-૮-૦ ૧૯૨૩. 

# ગુજરાતના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ

---

કર્તા

પ્રાણલાલ કીરપારામ દેસાઈ.
બી. એ., એસ. ટી. સી. ડી.
સુપરિન્ટેન્ડેન્ટ, મ્યુનીસીપલ સ્કુલ્સ,
અમદાવાદ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
મૅકમિલન અને કંપનિ.
મુંબઈ.
૧૯૨૩
કિંમત ૦—૮—૦

# પ્રસ્તાવના

પ્રખ્યાત પુસ્તક પ્રકાશક મૅકમિલન અને કંપનિ તરફથી થએલી સૂચના પરથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. આ પુસ્તકની યોજના કન્યાશાળાઓનો નવો અભ્યાસક્રમ લક્ષમાં રાખી કરવામાં આવી છે. કન્યાશાળાઓના નવા અભ્યાસક્રમમાં ગુજરાતનો ઇતિહાસ ચોથા, પાંચમા અને છઠ્ઠા–એમ ત્રણે ધોરણોમાં રાખવામાં આવ્યો છે. ઘણે ભાગે ગુજરાતી કન્યાશાળાઓમાં રા. બ. રમણભાઈ કૃત ગુજરાતનો ઇતિહાસ ચલાવવામાં આવે છે. ત્રણ ધોરણોને માટે એ પુસ્તક મને ઘણું ટુંકુ લાગવાથી આ પુસ્તક મેં કંઈક વધારે વિસ્તારથી લખ્યું છે. વાર્તાઓ બાળકોને આનંદ પડે એવી રસિક બનાવવાને બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ પુસ્તક લખવામાં રાસમાળા તથા ગોવિંદભાઈ કૃત ગુજરાતનો ઇતિહાસ એ બે પુસ્તકોની મદદ લીધી છે તેથી એ પુસ્તકોના કર્તાઓ તથા પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો હું આભારી છું.

પેનસીલથી ઉતાવળમાં ખરાબ અક્ષરે લખાયલા પ્રકરણોની સારા અક્ષરથી છાપખાનામાં મોકલવા લાયક નકલ કરી આપવાને માટે અમદાવાદ મ્યુનીસીપાલીટીની ભદ્રની શાળાના શિક્ષક ગંગાબાઈ ગીરધરલાલનો પણ હું આભારી છું.

પ્રાણલાલ કીરપારામ દેસાઈ

# ગુજરાતના ઇતિહાસની સહેલી વાર્તાઓ

## પ્રકરણ પહેલું

### આપણો ગુજરાત પ્રાંત.

શિક્ષક—બાળકો આપણા ગામનું નામ શું ?

વિદ્યાર્થી—આમોદ *

શિક્ષક—આપણું ગામ ક્યા તાલુકામાં આવેલું છે ?

વિદ્યાર્થી—આમોદ તાલુકામાં.

શિક્ષક—બરોબર, હવે કહો જોઈએ, આમોદ તાલુકો ક્યા જીલ્લામાં આવેલો છે ?

વિદ્યાર્થી—ભરૂચ જીલ્લામાં.

શિક્ષક—બરોબર, હવે કોઈ મને કહેશો કે ભરૂચ જીલ્લો ક્યા પ્રાંતમાં આવેલો છે ?

વિદ્યાર્થીઓ—હા, ભરૂચ જીલ્લો ગુજરાત પ્રાંતમાં આવેલો છે.

---

* આ ઠેકાણે શિક્ષકે વિદ્યાર્થીના ગામનું નામ લઈ પાઠ આપવો.

**શિક્ષક**—ખરી વાત. આપણે બધા જે પ્રાંતમાં રહીએ છીએ તે પ્રાંતનું નામ ગુજરાત પ્રાંત છે. ગુજરાત એ નામ આપણને કેવું મીઠું લાગે છે ! ગુજરાત પ્રાંતનાં હવા પાણીથી તથા તેમાં પાકતાં અન, ફળ, શાક વગેરેથી આપણા શરીરને પોષણ તથા પુષ્ટિ મળે છે. આપણા પ્રાંતમાં રૂ પુષ્કળ પાકે છે તે રૂનાં કપડાં બનાવી આપણે પહેરીએ છીએ તેથી ટાઢ તડકામાં આપણા શરીરનું રક્ષણ થાય છે. કહો ત્યારે બાળકો આપણી ગુજરાતની ભૂમીનો આપણે કેટલો બધો ઉપકાર માનવો જોઈએ ? પરમ કૃપાળુ પરમેશ્વર આપણા સૌના પાળક પીતા છે. તે આપણા પ્રાંતની જમીન મારફતે આપણને ખાવા પીવાની ને પહેરવા ઓઢવાની સર્વ વસ્તુઓ આપે છે. માટે આપણા પ્રાંતની જમીન આપણી માતા સમાન છે. આપણે જેવી રીતે આપણી માતા ઉપર પ્રેમ રાખીએ છીએ, જેવી રીતે તેની સેવા ચાકરી કરીએ છીએ અને તેનું રક્ષણ કરીએ છીએ તેવીજ રીતે આપણે આપણી આ ગુજરાત માતા તરફ પ્રેમ રાખવો જોઈએ, તેની સેવા ચાકરી કરવી જોઈએ, તથા તેનું રક્ષણ કરવું જોઈએ. આપણે જો તેમ ના કરીએ તો આપણે પાપી અને નીમકહરામી કહેવાઈએ.

બાળકો, આપણો ગુજરાતપ્રાંત અતી સુંદર અને રસાળ છે. તેમાં દ્વારિકાં, પ્રભાસ પાટણ, પાલીતાણા, અંબાજી, બહુચરાજી, કાળકાજી, ચાણોદ, ડાકોર, શુકલતીર્થ, ઉદવાડા અને સંજાણ જેવાં પવિત્ર તીર્થ સ્થળો આવી રહ્યાં છે. તેમાં સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતે આવી વાસ કરેલો છે. વળી તેમાં ગીરનાર

આબુ, શેત્રુંજો અને પાવાગઢ જેવા રમણીય પર્વતો આવેલા છે, તેમાં નર્મદા, તાપી, મહી, સાબરમતી, તથા સરસ્વતી જેવી પવિત્ર નદીઓ વહી રહીઓ છે. તેમાં જુનાગઢ, ભાવનગર, રાજકોટ, અમદાવાદ, ખંભાત, વડોદરા, ભરૂચ અને સુરત જેવાં સુંદર શહેરો છે. ઓહો ! આપણા ગુજરાત પ્રાંતની શી શોભા છે ! ગુજરાત જેવા રમણીય પવિત્ર અને રસાળ પ્રાંતમાં આપણો જન્મ થયો છે તે મહા ભાગ્યની વાત છે.

## ગુજરાતની સીમા

આપણો ગુજરાત પ્રાંત હિંદુસ્તાન દેશની પશ્ચિમમાં આવેલો છે. એની ઉત્તરે કચ્છનો અખાત, કચ્છનું રણ, મારવાડનું રણ તથા આબુ પર્વત આવેલા છે. પૂર્વે વિંધાચળ અને અરવલી પર્વતોને જોડતી ડુંગરોની હાર, માળવાપ્રાંત તથા ખાનદેશ આવેલા છે. દક્ષિણે અરબી સમુદ્ર તથા થાણા જીલ્લો આવેલા છે. અને પશ્ચિમે અરબી સમુદ્ર અને તેની શાખા ખંભાતનો અખાત આવેલા છે.

## ગુજરાતનું નામ.

આપણી ભૂમીનું પ્રાચીન નામ શું હશે તે જાણવામાં નથી; પરંતુ સેંકડો વર્ષે ઉપર ગુર્જર નામના પરદેશી લોકોએ આપણા પ્રાંતમાં આવી, તે તાબે કરી, ત્યાં વસ્યા. તેમના પરથી આ પ્રાંતનું નામ ગુર્જર રાષ્ટ્ર ( એટલે ગુર્જર લોકોનો મુલક ) પડ્યું. ધીમે ધીમે ગુર્જર રાષ્ટ્રનું નામ ગુજરાત થઈ ગયું. આ પરદેશી લોકોએ આપણા પ્રાંતના અસલ વતનીઓ સાથે લગ્ન વ્યવહાર

બાંધ્યો અને તેમની સાથે હળીમળીને રહેવા લાગ્યા. તેથી ધીમે ધીમે દેશીઓ તથા પરદેશીઓ વચ્ચેનો ભેદભાવ ભુસાઈ ગયો, અને બધા એકજ પ્રજા હોય તેમ થઈ ગયું. તોપણ અત્યારે આપણા પ્રાંતની કેટલીક જાતો શુદ્ધ ગુર્જ્જર * હોવાનો દાવો કરે છે. અને પોતાની જાતને ગુર્જ્જર વાણીયા, ગુર્જ્જર સુતાર, ગુર્જ્જર સોની, ગુર્જ્જર સલાટ એ નામોથી ઓળખાવે છે.

## વિભાગો.

ગુજરાત પ્રાંતના પ્રાચીન સમયમાં ત્રણ ભાગ હતા. આનર્ત્ત, સૌરાષ્ટ્ર, અને લાટ. આબુ પર્વતથી મહી નદી સુધીના ભાગને એટલે અત્યારે જે ભાગને આપણે ઉત્તર ગુજરાત કહી શકીએ તે આનર્ત્ત નામથી ઓળખાતો હતો. કચ્છના અને ખંભાતના અખાત વચ્ચે આવી રહેલો દ્વીપકલ્પ જેને અત્યારે આપણે કાઠીઆવાડના નામથી ઓળખીયે છીએ તે ભાગને અસલ સૌરાષ્ટ્ર (સુંદર મુલક) કહેતા. અને મહી અને તાપી નદીની વચ્ચેના પ્રદેશને એટલે દક્ષિણ ગુજરાતને લાટ પ્રદેશ કહેતા હતા. આનર્ત્ત અને લાટ પ્રદેશો વચ્ચેનો ભેદ હવે તદ્દન નીકળી ગયો છે. અને અત્યારે કુદરતી રીતેજ ગુજરાતના બે ભાગ પડી ગયેલા છે. એક દ્વીપકલ્પનો પ્રદેશ એટલે કાઠિઆવાડ અને બીજો

---

* ગુર્જ્જર લોકો એક સ્થળે રહેતા નહોતા. પરંતુ પોતાના ઢોરોને લઈ ભટકતા ફરતા હતા. તેમાંના જેઓ એક સ્થળે રહી ખેતી કરવા લાગ્યા તેઓ કણબી ( સંસ્કૃત કુટુંબિન ઉપરથી ) ના નામથી ઓળખાવા લાગ્યા. ગુજરાતના લેઉવા અને કડવા કણબીઓ એક ઠેકાણે ઘર કરી સ્થાઈ રહેલા ગુર્જ્જરો હતા. તેઓ મોટે ભાગે ખેતી કરતા હતા..

ખંડસ્થ પ્રદેશ એટલે શુદ્ધ ગુજરાત. કાઠિયાવાડના ઝાલાવાડ, ગોહલવાડ, બાબરીઆવાડ, સોરઠ, હાલાર, વઢીઆર, વાગડ પાંચાલ અને ભાલ એવા ભાગો પડેલા છે. તેમ શુદ્ધ ગુજરાતના પાટણવાડો, માલ, ચરોતર, મેવાસ, વાકલ, કાનમ, ચુંવાળ, ચોરાસી એ ભાગો પડેલા છે. પરંતુ હાલ આ વિભાગો કરતાં રાજકીય વિભાગો આપણામાં વધારે જાણીતા છે. રાજકીય દૃષ્ટિએ ગુજરાતના ત્રણ ભાગો પાડી શકાય. એક ખાલસા પ્રદેશ, એટલે અંગ્રેજ સરકારના તાબાનો મુલક, બીજો દેશી રાજ્યોનો પ્રદેશ. અને ત્રીજો પરદેશી સંસ્થાનો. ખાલસા પ્રદેશ પાંચ જીલ્લામાં વ્હેંચાઈ ગયો છે. તે જીલ્લાનાં નામ નીચે પ્રમાણે છે. (૧) અમદાવાદ જીલ્લો. (૨) ખેડા જીલ્લો. (૩) પંચમહાલ જીલ્લો. (૪) ભરૂચ જીલ્લો. (૫) સુરત જીલ્લો. દેશી રાજ્યોમાં મુખ્ય ગાયક્વાડનો મુલક તથા પાંચ એજન્સીઓ છે. (૧) કાઠીયાવાડ એજન્સી. (૨) પાલણપુર એજન્સી. (૩) મહીકાંઠા એજન્સી (૪) રેવાકાંઠા એજન્સી. (૫) સુરત એજન્સી. પરદેશી સંસ્થાનોમાં માત્ર દીવબેટ અને દમણ એ બેજ સંસ્થાનો છે. તે પોર્ટુગીઝ પ્રજાને તાબે છે.

## વિસ્તાર અને વસ્તી.

કાઠીઆવાડ તથા ગુજરાતનું એકંદર ક્ષેત્રફળ લગભગ ૭૨૦૦૦ ચોરસ માઈલ છે. તેમાં ગુજરાતનું ક્ષેત્રફળ લગભગ ૪૫૦૦૦ ચોરસ માઈલ છે. તથા કાઠીઆવાડનું ૨૭૦૦૦ ચોરસ માઈલ છે. એકંદર વસ્તી આશરે ૧૦૦૦૦૦૦૦ મનુષ્યોની છે.

# ગુજરાતમાં વસતી નાતો તથા તેમના ધર્મો.

ગુજરાતમાં મોટે ભાગે હિંદુ લોકોની વસ્તી છે. પૂર્વે ઘણી જાતના લોકો ગુજરાતમાં આવી વસ્યા હતા. તેમ ભીલ કોળી વગેરે ગુજરાતના અસલ વતનીઓ પણ હતા. પરંતુ અરસપરસ લગ્નવ્યવહાર બાંધ્યાથી કાળક્રમે દેશના અસલ વતનીઓ તથા પરદેશીઓ વચ્ચેનો ભેદ જતો રહ્યો છે. અને અત્યારે અસલ વતનીઓ ક્યા અને પરદેશીઓ કયા તે ઓળખી કાઢવું મુશ્કેલ છે. હિંદુ પ્રજા જુદી જુદી નાતો તથા પેટા નાતોમાં વહેંચાઈ ગઈ છે. મુખ્ય નાતો નીચે પ્રમાણે છે. બ્રાહ્મણ, ક્ષત્રી, કાયસ્થ, વાણીઆ, રજપુત, ધારાળા, પાટીદાર, ભીલ વગેરે. હિંદુ પ્રજામાં મુખ્ય બે ધર્મો છે. જૈન ધર્મ તથા હિંદુ ધર્મ. હિંદુ ધર્મના કેટલાક પેટા વિભાગો પણ છે. શિવમાર્ગી, વૈષ્ણવ, સ્વામીનારાયણ પંથી, આર્ય સમાજી, વગેરે. જૈન ધર્મના બે મુખ્ય પેટા વિભાગો છે. શ્વેતાંબરી અને દિગંબરી. હિંદુઓ ઉપરાંત ગુજરાતમાં મુસલમાન, પારસીઓ તથા ખ્રિસ્તીઓની વસ્તી પણ છે. ગુજરાતની એક કરોડની વસ્તીમાં આશરે દસ લાખ મુસલમાનો હશે. પારસીઓ તથા ખ્રિસ્તીઓની સંખ્યા બહુજ જુજ છે.

# પ્રકરણ બીજું



## વાર્તા ૧

## શ્રીકૃષ્ણ ભગવાનની વાર્તા

બાળકો, તમે ગુજરાતના નકશા તરફ નજર કરો. કાઠીઆવાડના વાયવ્ય ખુણા તરફ દરિયા કાંઠે દ્વારિકાં આવેલું છે. તે શોધી કાઢો. આ દ્વારિકાં નગરી હિંદુ લોકોનું પવિત્ર તીર્થ સ્થળ ગણાય છે. કારણ કે ત્યાં શ્રીકૃષ્ણ ભગવાન પોતે આજથી લગભગ ૩૫૦૦ વર્ષ પર વાસ કરી રહ્યા હતા. શ્રીકૃષ્ણ ભગવાનના મામા કંસ મથુરા નગરીમાં રાજ્ય કરતા હતા. એ કંસ રાજા અતિ દુષ્ટ હતો. તે પોતાની પ્રજાપર બહુ જુલ્મ કરતો હતો. પોતાની બેન દેવકી તથા બનેવી વાસુદેવને તેણે ઘણાં વર્ષ કેદમાં રાખ્યાં હતાં. એના પાપનો ઘડો ભરાઈ જવાથી શ્રી કૃષ્ણ ભગવાને દેવકીને પેટ જન્મ લઈ કંસ રાજાનો વધ કર્યો. કંસના સાળાનું નામ જરાસંધ હતું. એ જરાસંધ મગધ દેશનો રાજા હતો. પોતાના બનેવીનું વેર લેવા જરાસંધે મોટું લશ્કર લઈ મથુરાં ઉપર ચઢાઈ કરી. શ્રીકૃષ્ણ પોતાના સર્વ કુટુંબી જનોને લઈ મથુરાંથી નાસી દ્વારકાં નગરીમાં આવી વસ્યા, અને ત્યાં મહારાજ્ય સ્થાપ્યું. શ્રીકૃષ્ણ પોતે તથા તેમના કુટુંબીઓ યાદવ કુળના હતા અને તે યાદવો કહેવાતા. અત્યંત સત્તા તથા સમૃદ્ધીને લીધે યાદવોને ગર્વ ચઢ્યો. આપણામાં કહેવત છે કે પાપ મૂળ અભિ-

માન. તે મુજબ તેમના અભિમાનને લીધે યાદવોનો વિનાશ થયો. એક સમયે ગ્રહણને દહાડે શ્રીકૃષ્ણ બધા યાદવોને સહ કુટુંબ લઈ પ્રભાસ પાટણ જાત્રા કરવા ગયા. ત્યાં દરીયા કાંઠે યાદવોએ દારૂ પી અંદરો અંદર મારામારી કરી અને બધા કપાઈ મુઆ. આ લઢાઈને આપણા પુરાણમાં યાદવા-સ્થળી કહેલી છે. કૃષ્ણના મોટા ભાઈ બળદેવ આ બનાવ પછી જંગલમાં તપ કરવા ગયા, ને ત્યાં તેમનું મૃત્યુ થયું. શ્રીકૃષ્ણ થાક અને શોકને લીધે દૂર પીપળાના ઝાડ નીચે સુતા હતા. તેમને એક જંગલી શિકારીએ જાનવર સમજી તીર માર્યું ને તેથી તે પણ દેવ લોક પામ્યા. જે સ્થળે શ્રી કૃષ્ણે પોતાના દેહનો ત્યાગ કર્યો તે સ્થળ આજે પણ દેહોત્સર્ગના નામથી ઓળખાય છે. બાળકો તમે જોયું કે દારૂ પીવાથી યાદવો જેવા પરાક્રમીઓનો પણ ટુંકા વખતમાં કેવો નાશ થઈ ગયો ! માટે આપણે સર્વે-એ આવી જાતના ખરાબ વ્યસનોથી દૂર રહેવું.

---

વાર્તા ૨.

## વલભીપુરનો નાશ અને કાકુ

યાદવાસ્થળી પછી ગુજરાતમાં મૌર્ય, ક્ષત્રપ, ગુપ્ત વગેરે ઘણા વંશના રાજ્યો સ્થપાયાં ને નાશ પામ્યાં. છેવટે આશરે ઈ. સ. ૫૦૦ એટલે આજથી લગભગ ૧૪૦૦ વર્ષ ઉપર ગુર્જ્જર પ્રજાના સેનાપતિ ભટ્ટાર્કે આ પ્રાંત પર ચઢાઈ કરી તે જીતી લીધો. અને વલભીપુર નગર વસાવી

ગુર્જર લોકોનું રાજ્ય સ્થાપ્યું. આ ગુર્જર લોકો પરથીજ આપણા આખા પ્રાંતનું નામ ગુર્જરરાષ્ટ્ર અથવા ગુજરાત પડેલું છે. વલભીપુર નગર કાઠીયાવાડમાં ભાવનગરથી આશરે વીસ માઈલ દૂર ઘેલારો નદીને કાંઠે આવેલું હતું. વલભીપુરની ગાદીએ ઘણા રાજાઓ થઈ ગયા, તેમાંના છેલ્લા રાજાનું નામ શીલાદિત્ય સાતમો હતું. એ રાજાના વખતમાં મારવાડ પ્રાંતમાં આવેલા પાલી નગરમાં કાકુ નામનો એક ગરીબ વાણીયો રહેતો હતો. પોતાના મુલકમાં એનું પોષણ નહિં થવાથી તે વલભીપુરમાં આવી વેપાર કરવા લાગ્યો. સુભાગ્યે વેપારમાં તે પુષ્કળ પૈસા કમાયો, અને કરોડાધિપતિ થયો. પોતાની દીકરીને એણે હીરા માણેક જડેલી એક સોનાની સુંદર કાંસકી કરાવી આપી હતી. આ કાંસકીએ વલભીપુર નગરનું સત્યાનાશ વાળી નાખ્યું. કાકુની દીકરી આ રત્ન જડીત સોનાની કાંસકી વડે પોતાનું માથું ઓળતી હતી તે રાજાની કુંવરીના જોવામાં આવી. રાજાની દીકરીએ આ કાંસકી માંગી પરંતુ કાકુની દીકરીએ તે આપી નહિ. રાજ કુંવરીએ કાંસકીને માટે પુશ્કળ હઠ કરી, તેથી શીલાદિત્યે છેવટે તે કાંસકી કાકુ પાસેથી બળાત્કારે લઈ લીધી. કાકુને આથી અત્યંત ક્રોધ ચઢયો, અને તેણે સિંધ જઈ ત્યાંના આરબ બાદશાહ પાસે એક કરોડ રૂપીયા આપી વલભીપુર પર ચઢાઈ કરાવી. આરબ બાદશાહે શીલાદિત્ય સાતમાને હરાવ્યો, તેને મારી નાખ્યો અને વલભીપુરનો નાશ કર્યો.

કહો, બાળકો, કાકુએ આ સારૂં કામ કર્યું કહેવાય ? પોતાના પૈસાનો ઉપયોગ તેણે પોતાના દેશનો નાશ કરાવવામાં કર્યો !

કાકુનું આ કામ બહુજ નીચ અને પાપી કહેવાય. તેને આપણે દેશદ્રોહી કહીશું અને આપણે સૌ એનો ફીટકાર કરીશું. શીલાદિત્ય રાજાનું કૃત્ય ગેરવ્યાજબી હતું. રાજાએ તો પ્રજાના જાન માલનું રક્ષણ કરવું જોઈએ અને જે રાજા પોતાની પ્રજાની મિલકત જોર જુલમથી લઈ લે તે રાજા દુષ્ટ કહેવાય. પરંતુ પોતાના દેશનો પરદેશી રાજા પાસે નાશ કરાવે એવા કાકુ જેવા દેશદ્રોહી લોકો તો એથી પણ વધારે દુષ્ટ કહેવાય. બાળકો આપણો જીવ જાય તો ભલે જાય આપણી માલમિલકત લુંટાઈ જાય તો ભલે લુંટાઈ જાય પણ કાકુ જેવા દેશદ્રોહી તો કદી પણ થવું નહિ. વલભીપુરનો નાશ થયાને લગભગ તેરસો વર્ષ થયાં છે.

---

વાર્તા ૩.

## જયશિખરી ચાવડો અને રાણી રૂપસુંદરી

વલભીપુરનું રાજ્ય તુટ્યા પછી ગુજરાતમાં ચાવડા રજપુતોનું મોટું રાજ્ય થયું. તે રાજ્યની રાજ્યધાની કચ્છના રણની પૂર્વે ઝીંઝૂવાડાની પાસે પંચાસર નગરમાં હતી. પંચાસરમાં જયશિખર નામનો એક શુરવીર રાજા ઈ. સ. ૬૯૬ માં રાજ્ય કરતો હતો. તેની પટરાણીનું નામ રૂપસુંદરી હતું. નામ પ્રમાણે તેનામાં રૂપ હતું. જેવી તે રૂપાળી હતી તેવી તે પતિવ્રતા હતી. રૂપ સુંદરીનો ભાઈ સુરપાળ જયશિખરનો ખાસ મિત્ર અને સલાહકાર હતો. તે પણ જયશિખર જેવો પરાક્રમી અને ચતુર હતો. જયશિખરે તેને પોતાના લશ્કરનો સેનાધિપતિ બનાવ્યો હતો.

ગુજરાતમાં જે વખતે જયશિખર રાજા રાજ્ય કરતો હતો તે વખતે દક્ષિણમાં કલ્યાણી નગરીમાં ચાલુક્ય વંશનો ભુવડ નામે એક મહા પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો. ભુવડ રાજાને તેના સરદારોએ ખોટી ખબર આપી છેતર્યો હતો. તેથી તે એમજ માનતો હતો કે જયશિખર રાજા તેના તાબાનો ખંડીયો રાજા છે. એક વખત જયશિખર રાજાના રાજ્ય કવિ શંકર બારોટે કલ્યાણી નગરમાં જઈ પોતાના નગર, રાજા, રાણી વગેરેના અત્યંત વખાણ કર્યા. ભુવડથી આ વખાણ સાંખી શકાયાં નહિ. તપાસ કરતાં તેને માલમ પડ્યું કે જયશિખર રાજા, તેનો ખંડિઓ રાજા નથી. પરંતુ સ્વતંત્ર રાજા છે. તરતજ મોટું લશ્કર આપી તેણે પોતાના સેનાધિપતી મિહિરને ગુજરાત જીતવા મોકલ્યો.

મિહિર વિજયની સંપૂર્ણ આશા રાખી ફુલાતો ફુલાતો બે-દરકારીથી પંચાસર તરફ આવતો હતો. પણ એવામાં સુરપાળે ઓચિંતો તેના પર હુમલો કર્યો. તેના લશ્કરનો કચ્ચરઘાણ કરી નાખી તેને હરાવી નસાડી મુક્યો. મિહિર હાર ખાઈ કલ્યાણી પાછો ફર્યો. પરંતુ ભુવડની બીકને લીધે તેમ હાર ખાધાથી પોતાનું મ્હોં કાળું થયું એમ લાગવાથી શરમને લીધે કલ્યાણી નગરમાં પેસવાની તેની હીંમત ચાલી નહિ. કલ્યાણી નગરથી પાંચ છ ગાઉને છેટે તેણે પડાવ નાંખ્યો અને સર્વ હકીકત ભુવડને કહેવડાવી. ભુવડ એક હારથી ગભરાઈ હીંમત હારી જાય તેવો નહોતો. તેણે મિહિરની છાવણીમાં આવી મિહિરને હિંમત આપી. પોતાના મુખ્ય સુભટોની સલાહ લઈ પંચાસર તરફ ફરી હલ્લો લઈ જવાનો નિશ્ચય કર્યો અને પોતે જાતે લશ્કરની સરદારી લીધી.

## વાર્તા. ૪

## પંચાસરનો ઘેરો અને રાણી રૂપસુંદરીનો વનવાસ.

ઘણું મોટું લશ્કર લઈ ભુવડ જાતે પંચાસર પર ચઢાઈ કરવા આવે છે એ ખબર સાંભળી જયશિખર પંચાસરના કિલ્લામાં ભરાઈ બેઠો. ભુવડે નગરપર ઘેરો ઘાલ્યો. ભુવડના સરદારો કિલ્લામાં કોટ ઉપર ઉપરા છાપરી હલ્લા લાવે અને જયશિખર અને તેનો શૂરો સેનાપતિ સુરપાળ તે હલ્લાને પાછા હઠાવે. ભુવડને લાગ્યું કે જ્યાં સુધી જયશિખર ને સુરપાળ એક છે ત્યાં સુધી પંચાસર તાબે કરવું એ બહુજ મુશ્કેલ છે. તેથી તેણે લાંચ આપી સેનાપતિ સુરપાળને ફોડવાનો વિચાર કર્યો. પુષ્કળ દ્રવ્ય અને છેવટે ગુજરાતની ગાદી આપવાની લાલચ આપી તેણે સુરપાળને ફોડવા ફાંફાં માર્યા પરંતુ કુળવાન અને સત્યવાદી સુરપાળ બધી લાલચોને લાત મારી એક નિષ્ઠાથી પોતાના રાજાને વળગી રહ્યો. ધન્ય છે સુરપાળની વફાદારી અને દેશદાઝને. બાળકો તમે કાકુ જેવા દેશદ્રોહી ના થતાં સુરપાળ જેવા વફાદાર દેશભક્ત થવાનો પ્રયત્ન કરજો.

પંચાસરનો ઘેરો બાવન દિવસ ચાલ્યો બંને પક્ષના યોધ્ધાઓએ ભારે પરાક્રમ બતાવ્યું. પરંતુ છેવટે પંચાસરના કિલ્લાની અંદરનો ખોરાક ખૂટી જવા આવ્યો, જયશિખરના અગણિત યોધ્ધાઓ લડતાં લડતાં કપાઈ મુઆ અને આખરે પંચાસરના કિલ્લાના પશ્ચિમ ભાગમાં એક મોટું ગાબડું પડયું.

ચતુર જયશિખર ચેતી ગયો કે હવે જીતવાની આશા રહી નથી. પટરાણી રૂપસુંદરી આ વખતે ગર્ભવંતી હતી. જો તેને

ત્ર થાય તો ભવિષ્યમાં કોઈ દિવસ તે બાપનું વેર લે અને
વડ પાસેથી ગુજરાતની ગાદી પાછી મેળવે; માટે ભુવડનું લશ્કર
ંચાસર નગરમાં પેસે ત્યાર પહેલાં તેને કોઈ નિર્ભય જગ્યાએ
ઈ જવાય તો સારૂં. શુરા સુરપાળ સિવાય આવું જોખમ
રેલું કામ બીજા કોઈથી થઈ શકે તેમ નથી એમ
યશિખરને લાગવાથી તેણે સુરપાળને એકાંતમાં બોલાવી
ોતાના મનની વાત કહી. આવી અણીને પ્રસંગે પોતાના રા-
ને છોડીને જવાની સુરપાળે પ્રથમતો ચોખ્ખી ના પાડી. પરંતુ
યશિખરે તેને બધી વાતની સમજણ પાડી અને આગ્રહ પૂર્વક
ને તે કામ માથે લેવાની આજીજી કરી. પોતાના રાજાની ખાતર
દ્ધમાં કપાઈ મરવું તેના કરતાં રાજ્યના ભવિષ્યના વારસનું
ક્ષણ કરવું એ વધારે જરૂરનું છે, એવી વીર સુરપાળને જય-
શખરે સમજણ પાડી. એટલે ના છૂટકે સુરપાળે પોતાની
હેનને લઈ નિર્ભય સ્થાને નાસી જવાનું કબુલ કર્યું. રાણી રૂપ-
ુંદરીને સમજાવવાનું કામ આથી પણ વધારે મુશ્કેલ હતું.
ોતાના પતિનું આ લડાઈમાં મૃત્યુ થાય તો પતિ પાછળ સતિ
ઈ બળી મરવાનું તેણે તો નક્કીજ કરી રાખ્યું હતું. તેથી આવી
ાફત વખતે પોતાના પતિને છોડી નાસી જવાની તેણે ચોખ્ખી
ા પાડી. જયશિખર તથા સુરપાળ બંનેએ મળી તેને બહુજ
મજાવી. વંશનો સમુળગો નાશ ન કરવો, ગર્ભવંતી સ્ત્રીને
તી થઈ બળી મરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી, પોતાના
તિની છેવટની આજ્ઞા પાળવી એ પતિવૃતા સ્ત્રીનો પહેલો ધર્મ
, વગેરે બાબતો સમજાવી છેવટે રૂપસુંદરી પાસે પણ

જયશિખરે હા કહેવરાવી. ચુંટી કાઢેલા થોડા માણુ-સોને લઈ મધ્ય રાત્રી પછી ભુવડના ચોકીદારોની નજર ચુકાવી રાણી રૂપસુંદરી સાથે સુરપાળ પંચાસરના કિલ્લા-ની બહાર નીકળી પડ્યો. અને તેને પંચાસર પાસે આવેલા રૈવતાચળના ડુંગરોમાં લઈ ગયો. ડુંગરામાં વસતા વિશ્વાસુ ભીલોને તેણે રૂપસુંદરીને સોંપી બધી હકીકતથી તેમને વાકિફ કર્યાં. ને તેની ખાસ સંભાળ રાખવાની ભીલોને સૂચના કરી લઢા-ઈમાં ભાગ લેવા પંચાસર તરફ તે પાછો વિદાય થયો. પણ પંચાસર પહોંચતાં પહેલાં તેને રસ્તામાં ખબર મળી કે રાજા જયશિખરનું મૃત્યુ થયું છે ને પંચાસર ભુવડે તાબે કરી દીધું છે. તથી તે પંચાસર તરફ ન જતાં સોરઠના ડુંગરોમાં જતો રહ્યો.

આણી તરફ જયશિખરને ખબર મળી કે રૂપસુંદરી તથા સુર-પાળ પંચાસરના કિલ્લાની બહાર દુશ્મનની નજર ચુકાવી સહી સલામત જતા રહ્યા છે એટલે તેને નિરાંત વળી. બીજે દિવસે સવારે પો ફાટતાંજ તેણે પંચાસરના કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખ્યા ને કેસરીયાં કરી ભુવડના લશ્કર પર હુમલો કર્યો. બંને વચ્ચે કિલ્લાના દરવાજા બહાર દારૂણ યુદ્ધ ચાલી રહ્યું. જયશિખર તથા તેના શૂરા સુભટોએ આ લડાઈમાં અત્યંત પરાક્રમ બતાવ્યું. તેમણે ભુવડના ઘણા માણસોને ઘાસની પેઠે કાપી નાંખ્યા. પણ ભુવડની અગણિત સેના આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ. છેવટે તે કપાયો અને તેના શરીર પર થઇને શત્રુઓ નગરમાં પેઠા. કિલ્લાના રક્ષકોએ, મહેલના રક્ષકોએ અને છેવટે નગરની સ્ત્રીઓએ પણ ભુવડના મરાય તેટલા માણસોને મારી એકવાર

તેમને પાછા હઠાવી જયશિખરના શબનો કબજો લીધો. ચંદનની ચિતા ખડકી રાજાના શબનો અગ્ની સંસ્કાર કર્યો. જયશિખરની બીજી ચાર રાણીઓ પોતાના પતિ પાછળ સતિ થઈ બળી મુઈ. મહા મહેનતે ભુવડે નગરમાં શાંતિ પ્રસરાવી. ધીમે ધીમે રાજ્યની વ્યવસ્થા કરી ગુજરાતમાં પોતાના વતી રાજ્ય કરવાને એક સુબાની નીમણુંક કરી પોતે કલ્યાણી ગયો.

---

વાર્તા ૫.

## વનરાજનો જન્મ અને બાળપણ.

રાણી રૂપસુંદરી રાજ્ય મહેલના વૈભવમાં ઉછરેલી હતી. પોતાના પતિની તે ખાસ માનીતી રાણી હતી, તેથી તેણે સ્વપ્નમાં પણ દુઃખ જોયું નહોતું. અત્યારે તેને માથે મોટી આફત આવી પડી હતી. પંચાસરના યુદ્ધનું શું પરિણામ આવ્યું તેની તેને બીલકુલ ખબર પડી નહિ. પતિનું શું થયું, ભાઈનું શું થયું એ બધાથી તે તદ્દન અજ્ઞાન હતી. ડુંગરામાં જંગલી ભીલોનાં ઝુંપડાંમાં તેને રહેવું પડ્યું. ભીલ લોકોનો જાડો ખોરાક તેને ખાવો પડ્યો. જાડાં કપડાં પહેરવાં પડ્યાં. પરંતુ પરમેશ્વર પર સંપૂર્ણ આસ્થા રાખી આ બધું દુઃખ તે અત્યંત ધૈર્ય રાખી સહન કરતી હતી. પંચાસર તરફથી ખરી ખોટી અનેક અફવાઓ સંભળાતી હતી. ભુવડના માણસો તેને પકડવા આવે છે એવી બુમો વારંવાર સંભળાતી હતી તેથી તેને છેલ્લા દહાડા જતા હતા તો પણ એક ઠેકાણે ઠરી ઠામ બેસવાનો વારો આવ્યો નહિ. આજ અહીં તો કાલે બીજે ઠેકાણે એમ નાસતા ફરવું પડતું હતું.

કોઈ કોઈ વખતે પીરસેલાં ભાણાં પરથી ઊઠી નાસી જવું પડત હતું. ઝાડોની બખોલોમાં દિવસોના દિવસો સુધી સંતાઈ રહેવું પડતું. આવી આવી આફત વખતે વગડાઉ ભીલો તથા ભીલડીયોએ અનેક જાતનાં દુઃખ વેઠી રાણીની ખરેખરી સેવા ચાકરી કરી. ધન્ય છે! આવા નિમક હલાલ અને વફાદાર જંગલી લોકોને! સ્વાર્થી સુધરેલા લોકો કરતાં આવા જંગલી લોકો વધારે પ્રામાણિક અને વફાદાર હોય છે, એની હવે રૂપસુંદરીને પક્કી ખાત્રી થઈ. ફરી સુખનો સમય આવે તો આ લોકોની સેવા ચાકરીનો બદલો વાળવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એવો આ સૃષ્ટીનો નિયમ છે. દુઃખી રૂપસુંદરીને પણ પ્રભુએ સુખ આપ્યું. સંવત ૭૧૨ (એટલે ઈ. સ. ૬૯૬)ના વૈશાખ શુદી પુનમે પ્રાતઃકાળમાં ભીલોની ઝુંપડીમાં રૂપસુંદરીએ સૂર્ય જેવા તેજસ્વી કુંવરને જન્મ આપ્યો. જે ધારણાથી પતિનાથી તે વિખુટી પડી જંગલમાં નાસી આવી હતી, તે ધારણા પુત્ર જન્મથી હવે પુરી પડશે એમ માની રાણીને દુઃખમાં પણ અતિ આનંદ થયો. પોતાનું સર્વ દુઃખ ભૂલી જઈ હવે તે અતીશય વહાલથી કુંવરને ઉછેરવા ને તેનું જતન કરવા મંડી પડી. કુંવરનો જન્મ વનમાં થયો તેથી રૂપસુંદરીએ તેનું નામ વનરાજ પાડ્યું. પંચાસરની ઉત્તરે થોડા માઈલ પર હાલ જ્યાં ચંદુર ગામ છે તે સ્થળે વનરાજનો જન્મ થયો હતો. પોતાનું જન્મસ્થળ અમ્મર કરવાને પાછળથી વનરાજે તે સ્થળે પોતાની કુળદેવી વનાવી માતાનું મંદીર બંધાવ્યું હતું.

વનરાજની ઉમ્મર ૭ મહીનાની થઈ તે વખતે તે સ્થળે થી શીલગુણસુરી નામના જૈન યતિ પસાર થતા હતા. જંગલમાં ઝાડની ડાળીયોએ ખોઈયું બાંધેલું હતું. અને માંહે સુતો સુતો બાળકુંવર હસ્યા કરતો હતો. નજદીક ઝાડ તળે રૂપસુંદરી પ્રભુના ધ્યાનમાં તલ્લીન થઈ ગઈ હતી. જંગલમાં આ દેખાવ જોઈ શીલગુણસુરીને બહુ નવાઈ લાગી. ધારી ધારીને કુંવરને જોતાં તેમને ખાત્રી થઈ કે આ બાળક જંગલી ભીલનું નથી પણ કોઈ રાજકુંવર લાગે છે. વધારે તપાસ કરતાં તેણે કુંવર કોણ હતો તે જાણી લીધું. એવામાં રાણી પણ પ્રભુ ધ્યાનમાંથી જાગૃત થઈ. અરસ પરસ એક બીજાની ઓળખાણ પડી. રાણીએ યતિને પંચાસર તથા રાજાના સમાચાર પુછ્યા. પંચાસર પડ્યાના અને જયશિખર મરાયાના સમાચાર યતિએ રાણીને આપ્યા. રાણીએ કલ્પાંત કરવાનું શરૂ કર્યું. યતિએ રાણીને આશ્વાસન આપ્યું. અને પોતાને અપાસરે રાણીને તથા કુંવરને લઈ જવાની ઈચ્છા બતાવી. લાંબો વિચાર કરી રાણીએ શીલગુણસુરી જોડે જવાનું કબુલ કર્યું. પોતાના પાળક ભીલોની રજા લઈ તેમનો તેમની ખાતરબરદાસને માટે અત્યંત ઉપકાર માની રાણી ત્યાંથી વિદાય થઈ.

વનરાજે પોતાનું આખું બાલપણ શીલગુણસુરીના અપાસરામાંજ ગાળ્યું. સુરપાળને પોતાની બ્હેન તથા ભાણેજ સંબંધી ખબર મળતાં તે છાનો માનો ત્યાં આવીને બંનેને મળી ગયો. વનરાજની ઉંમર ચૌદ વર્ષની થઈ ને તે બહારવટીઆઓના સંકટો વેઠવા શક્તિમાન થયો એટલે સુરપાળ તેને પોતાની જોડે ડુંગરામાં લઈ ગયો.

---

## વાર્તા ૬.

## વનરાજ.

વનરાજે પોતાની જીંદગીનાં ઘણાં વર્ષો પોતાના મામા સુરપાળની સોબતમાં રહી બહારવટીઆની માફક ચોરી અને લુંટફાટ કરવામાં ગાળ્યાં. પહેલ વહેલી ચોરી કરવાને તે એક રાત્રે કાકર નામે ગામમાં કોઈ મોટા વેપારીના ઘરમાં પેઠો. અંધારામાં તેણે પોતાનો હાથ ઘીના કુલ્લામાં ઘાલ્યો. બીજે દિવસે સ્હવારે તે વાણીઆની દીકરી શ્રીદેવીની નજર તે ઘીના કુલ્લામાં પડી. શ્રીદેવી હાથ જોવાની કળામાં પ્રવીણ હતી. કુલ્લામાં પડેલી હસ્તરેખા જોતાંજ તેણે જાણી લીધું કે આ કોઈ મહા ભાગ્યશાળી પુરૂષની રેખા છે. ગમે તે હોય પણ તે મારા સગા ભાઈ સમાન છે. તેના દર્શન કરૂં તોજ હું ભોજન લઈશ. એવી તેણે પ્રતિજ્ઞા લીધી. પોતાને ત્યાં રાત્રે ચોરી કરવા પેસનારની શોધ કરાવતાં વણીક વહેપારીએ વનરાજનો પત્તો મેળવ્યો. રાત્રે પોતાને ત્યાં એને ગુપ્તરીતે બોલાવી ભોજન કરાવી સારો સત્કાર કર્યો. અને શ્રીદેવીની પ્રતિજ્ઞાની વાત કહી. વનરાજે પણ નિર્ભયપણે પોતાની ઓળખાણ આપી. તે દિવસથી શ્રીદેવી અને વનરાજ વચ્ચે સગા ભાઈ બ્હેન જેવો સ્નેહ બંધાયો. શ્રીદેવી તથા તેના પિતાએ વનરાજને તેના દુ:ખના સમયમાં બહુ મદદ કરી. છેવટે જ્યારે વનરાજને ગુજરાતનું રાજ્ય મળ્યું ત્યારે પહેલાંનો ઉપકાર યાદ લાવી વનરાજે રાજ્યાભિષેક વખતે બહેનનું તિલક શ્રીદેવી પાસે કરાવ્યું ને છેવટ સુધી તેને પોતાની બહેન ગણી તે પ્રમાણે તેની સાથે વર્તવા લાગ્યો.

એક દિવસ લુટફાટ કરવા વનરાજ તેના બે સોબતીઓ સાથે જંગલમાં નીકળી પડ્યો. જંગલમાં ચાંપા નામનો વાણીઓ તેમને સામો મળ્યો. સામે ત્રણ લુંટારાને દેખી ચાંપાએ પાંચ બાણ હતાં તેમાંથી બે ભાંગી નાંખ્યાં; તે જોઈ વનરાજે તેને પુછ્યું " તમે આ બાણ કેમ ભાંગી નાખ્યાં?" ચાંપાએ જવાબ દીધો તમે ત્રણ લુંટારા છો તમને દરેકને હું માત્ર એકેકજ બાણથી મારી નાખવા સમર્થ છું. તેથી બે બાણ મને નકામાં લાગવાથી મેં તે ભાંગી નાંખ્યાં. છે." આ બહાદુરી ભરેલો જવાબ સાંભળી તેની વધુ પરીક્ષા કરવાના વિચારથી વનરાજે તેને એક વસ્તુ બતાવી કહ્યું " એકજ બાણથી આ વિંધી નાંખો " ચાંપાએ અત્યંત ચાલાકીથી તે કામ કર્યું. આથી વનરાજે તેના પર પ્રસન્ન થઈ તેને પોતાની ઓળખાણ આપી. અને ચાંપાને તેની ટોળીમાં જોડાવવા આગ્રહ કર્યો. વનરાજને ઓળખ્યા પછી ચાંપો તરતજ તેને પગે પડ્યો. અને વનરાજની ટોળીમાં ભળ્યો. ચાંપાએ પોતાના બુદ્ધિ બળથી તેમ પૈસા ટકાથી વનરાજને બહુ સારી



વનરાજ ચાવડો

મદદ કરી. આ ઉપકારના બદલામાં વનરાજ જ્યારે રાજા થયો ત્યારે તેણે ચાંપાને પોતાનો પ્રધાન બનાવ્યો. ચાંપાએ પાવાગઢ પર્વતની તળેટીમાં મોટું નગર વસાવ્યું. તે નગરનું નામ તેના નામ પરથી ચાંપાનેર પાડવામાં આવ્યું. શ્રીદેવી તથા ચાંપા ઉપરાંત અણહીલ નામના ભરવાડે પણ વનરાજને બહુ મદદ કરી હતી. બહારવટીઆના ધંધામાં અણહીલ તેનો રોજનો સોબતી હતો. જંગલના રસ્તાથી અણહીલ ભોમીઓ હતો. નાશી જવાના ઘણા રસ્તાઓ તથા સંતાઈ રહેવાની ઘણી જગ્યાઓ અણહીલે વનરાજને બતાવી. અને તેથી ભુવડના માણસો વનરાજને પકડી કેદ કરી શકતા નહોતા.

અણહીલનું નામ અમર રાખવા વનરાજે જે શહેર બંધાવ્યું તેનું નામ અણહીલપુર પાટણ પાડયું.

---

વાર્તા ૭.

## ચાવડાઓનું ફરી ગુજરાતની ગાદીપર આવવું ને પાટણનો પાયો

વનરાજે બહારવટીઆનો ધંધો શરૂ કર્યા પછી થોડા વખતમાં એના મામા સુરપાળનું મરણ થવાથી એની મોટામાં મોટી ઓથ જતી રહી. પણ અણહીલ ને ચાંપા જેવા બીજા મિત્રોની મદદથી પોતાનું કામ એ ધમધોકાર ચલાવી રહ્યો હતો. સાધનોની તંગાસને લીધે તેમ ભુવડનું બળ ઘણુંજ હોવાને લીધે ઘણાં

વર્ષો સુધી વનરાજ ગુજરાતની ગાદી સોલંકીઓ પાસેથી પાછી લઈ શક્યો નહિ ને માત્ર વનનો રાજાજ રહ્યો. પણ ધૈર્ય ને ખંત રાખી તે પોતાના કામમાં વળગ્યોજ રહ્યો; તેથી આખરે તેને ફત્તેહ મળી. ભુવડે ગુજરાતની ઉપજ તેની કુંવરી મિનલદેવીને આપી દીધી હતી. તેના ઉઘરાતદારો ચોવીસ હજાર સોના મહોરો તથા ચાર હજાર ઘોડા લઈ કલ્યાણી જતા હતા. વનરાજે ઓચિંતો તેમના પર હુમલો કર્યો. તેમની પાસેથી બધું લુંટી લીધું. અને તેમને મારી નાંખ્યા. આ સાધનોની મદદથી વનરાજે ઘણું મોટું લશ્કર ઉભું કર્યું ને ભુવડના માણસોને હરાવી ગુજરાતની ગાદી પાછી મેળવી. આ વેળા પંચાસર નગર તદન ઉજડ થઈ ગયું હતું. વારંવાર થતા હુમલાને લીધે તેનો કિલ્લો તથા કોટ ભાગી તુટી ગયા હતા. તેથી વનરાજે સરસ્વતી નદીને કાંઠે સંવત્ ૮૦૨ માં (ઈ. સ. ૭૪૬ ) નવું શહેર વસાવ્યું. પોતાના જુના મિત્ર અને સાથીના નામ ઉપરથી નગરનું નામ અણહીલવાડ કે અણહીલપુર પાટણ પાડ્યું. મહા વદિ ૭ અને શનિવારે ત્રીજે પહોરે વનરાજની આણ વરતાઈ, ને તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તેની ધર્મની બ્હેન શ્રીદેવીએ તેના ઉપર કરેલા ઉપકારો યાદ લાવી વનરાજે રાજ્યાભિષેકની ક્રિયા વખતે તેની પાસે તિલક કરાવડાવ્યું. તેની વૃદ્ધ માતા રૂપસુંદરી તથા પિતા તુલ્ય શીલગુણસુરી પણ હજી જીવતા હતા. તેમને બોલાવી અણહીલપુર પાટણમાં રાખ્યા. આટલે બધે વર્ષે મનની ધારણા પાર પડી ને ફરી પાછો રાજ્ય મહેલમાં રહેવાનો વખત પ્રભુએ આપ્યો તે જોઈ રૂપસુંદરીને કેટલો આનંદ થયો હશે ! !

વનરાજે ૬૦ વર્ષ સુધી સારી રીતે રાજ્ય ચલાવ્યું. ને એક-સોને દસ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી તે સંવત્ ૮૬૨ ( ઈ. સ. ૮૦૬ )ના અષાડ સુદ ત્રીજને ગુરૂવારે મૃત્યુ પામ્યો.

---

## વાર્તા ૮.

## ન્યાયીને ટેકીલો યોગરાજ.

વનરાજ પછી તેનો પાટવી કુંવર યોગરાજ ગાદીએ બેઠો. તે રાજા બહુ વિદ્વાન તથા ન્યાયી હતો. તેણે એક પુસ્તક રચેલું છે. તેના પિતા વનરાજે ઘણા વર્ષો સુધી ચોરી તથા લુંટફાટ કરવાનો ધંધો કર્યો હતો. તેથી ચાવડાઓની આબરૂ બહાર સારી નહોતી. તેઓ ચોર, લુંટારા એવા નામથી ઓળખાતા હતા. પોતાના કુળને માથે ચોંટેલું આ કલંક દુર કરવા યોગરાજે બહુજ મહેનત કરી. પરંતુ તેના પોતાનાજ કુંવરોના અપકૃત્યોથી તેની બધી મહેનતપર પાણી ફરી વળ્યું. સૌરાષ્ટ્ર-માં આવેલા સોમનાથ પાટણ બંદરે કેટલાક પરદેશી વહાણો આવેલાં હતાં. તેમાં ઘણો મુલ્યવાન માલ ભરેલો હતો. યોગ-રાજના પાટવી કુંવર ક્ષેમરાજ તથા તેના બે ભાઇઓએ તે વહાણોપર હલ્લો કરી બધો માલ લુંટી લીધો. યોગરાજને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે કુંવરોને પકડી મંગાવ્યા ને તેમને સખત સજા કરી. પણ અણહીલપુર પાટણની પ્રજાએ કુંવરોનો પક્ષ કર્યો અને કુંવરોને કરેલી સજા માફ કરવાને રાજાપર બહુજ દબાણ કર્યું. પણ આ ન્યાયી ને ટેકીલો રાજા

એકનો બે થયો નહિ. દબાણ બહુજ થવાથી આ આગ્રહી રાજાએ ત્રીજો રસ્તો કાઢ્યો. પોતે જાતે ચિતા ખડકાવી તેમાં બળી મુઓ. ધન્ય છે આવા ન્યાયી અને આગ્રહી રાજાને !

---

વાર્તા ૯.

## સામંતસિંહ અને ચાવડા વંશનો નાશ

યોગ્યરાજના મરણપછી બીજા ચાર રાજાઓના વખતમાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યા નથી. છેલ્લો રાજા સામંતસિંહ ઈ. સ. ૯૩૫ માં ગાદીએ બેઠો. તે દુરાચારી અને દારૂડીઓ હતો. કલ્યાણી નગરીના ભુવડરાજા વિષે તમે વાંચી ગયા છો. એ ભુવડના વંશના રાજ, બીજ, અને દંડક નામના ત્રણ ભાઈઓ સોમનાથની જાત્રા કરવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં તેઓએ અણહિલવાડની પાદરે મુકામ કર્યો. સામંતસિંહનો પિતા રત્નાદિત્ય તે વખતે ગાદી પર હતો અને સામંતસિંહ યુવરાજ હતો. આ ત્રણ ભાઈઓ ગામની પાદરે બેઠા હતા. ત્યાં થઈ સામંતસિંહ પોતાની ઘોડીપર બેસી ફરવા જતો હતો. સામંતસિંહે બેદરકારીમાં પોતાની ઘોડીને ચાબુક મારી તે જોઈ આ ભાઈઓએ તેને કહ્યું " ભલા માણુસ ઘોડીની આવી મનોહર ચાલ છતાં તમે તેને વિના કારણ ચાબુક મારી આ ઘોડીના ગર્ભમાં પંચ કલ્યાણી વછેરો છે તેની ડાબી આંખ ફોડી નાંખી. સામંતસિંહને આ વાત સાંભળી બહુ નવાઈ લાગી. તેમની પુરી પરીક્ષા કરવાના વિચારથી ત્રણે ભાઇઓને પોતાના મહેલમાં તે

મહેમાન તરીકે લઈ આવ્યો. ત્રણે ભાઈઓ રાજ્ય મહેલમાં રહ્યા. પંદર દિવસ પછી ઘોડીને પ્રસવ થયો તેને ચાર પગ તથા મ્હોં ધોળુ એવો પંચકલ્યાણી અને ડાબી આંખ ફુટેલી એવો વછેરો અવતર્યો. આ બનાવ પછી સાંમતસિંહનો આ ભાઈઓ પ્રત્યે બહુજ પ્રેમ થયો. ભાઇઓએ તેમની ઓળખાણ આપી. તેઓ રાજકુંવરો છે એમ જાણી ત્રણે ભાઈઓમાં રાજ જે વધારે સુંદર અને ચાલાક હતો તેની સાથે તેણે પોતાની બ્હેન લીલા-દેવીનાં લગ્ન કર્યાં. થોડા દિવસ પછી લીલા દેવીને ગર્ભ રહ્યો પણ પ્રસવ થતાં પહેલાં તેનું મૃત્યુ થયું. તેથી તેનું * ઉદરચીરી બાળકને બહાર કાઢવામાં આવ્યું. આ વખતે મૂળ નક્ષત્ર હોવાથી બાળકનું નામ મૂળરાજ પાડવામાં આવ્યું. બાળકના જન્મ પછી થોડા વખતમાં ત્રણે ભાઈઓ કચ્છ ગયા. ત્યાં લડાઈમાં કચ્છના રાવ લાખા ફુલાણીને હાથે મૂળરાજના બાપ રાજનું મરણ થયું. મૂળરાજના કાકા બીજ અને દંડક બહુજ ખારીલા સ્વભાવના હતા. વનરાજ ચાવડાએ ભુવડ પાસેથી ગુજરાતનું રાજ્ય પાછું જીતી લીધું હતું તેનું વેર હજી તેઓ ભૂલી ગયા નહોતા. ચાવડા વંશનો નાશ કરી ફરી પાછી પોતાના વંશમાં ગાદી લાવવા તેઓ મૂળરાજના કાન વારંવાર ભંભેર્યા કરતા હતા. પોતાના માબાપ નાનપણમાં મૃત્યુ પામ્યા હતા તેથી મૂળરાજ મોસાળમાંજ ઉછરી મોટો થયો હતો. સાંમતસિંહને તે બહુજ વહાલો હતો ને તે બહાદુર તથા ચતુર હોવાને લીધે રાજ્યકાર્ય-

* આ વખતે આપણા વૈદો દેશી ઓજારો વાપરી વહાડ કાપની વિદ્યામાં કુશળ હતા તે આ વાતથી સાબીત થાય છે.

ભાર ઘણે ભાગે તેજ કરતો હતો. એક વખત ઉત્તરમાં જીત કરી ઘણું દ્રવ્ય લઇ તે અણુહીલપુર પાછો આવ્યો. તેના માનમાં સાંમતસિંહે મોટો દરબાર ભર્યો અને દારૂની કેફમાં તેણે મૂળરાજને રાજગાદી બક્ષીસ આપી ગાદીએ બેસાડ્યો. દરબાર વીખરાઈ ગયા પછી રાત્રે તેના કાકાઓએ મૂળરાજને બહુજ ચઢાવ્યો ને કહ્યું કે રાજગાદી લઈ લેવાનો આ ઉત્તમ પ્રસંગ ગુમાવવો નહિ. રાતમાંને રાતમાં તેઓ બધા સરદારોને ત્યાં ફરી વળ્યાને સામંતસિંહ વિરૂદ્ધ મોટું કાવત્રું રચ્યું. આ તરફથી સાતમંસિંહના પ્રધાને તેની અવિચારી વર્તણુક તથા કૃત્યને માટે સાંમતસિંહને બહુજ ઠપકો આપ્યો. બીજે દિવસે સવારે દરબારમાં એક તરફથી રોજના રીવાજ મુજબ સામંતસિંહ ગાદીપર બેસવા ગયો ને બીજી તરફથી મૂળરાજ ગાદીએ બેસવા ગયો. ગડબડાટનો લાભ લઈ મૂળરાજે સામંતસિંહનુ માથું તરવારના ઘાથી કાપી નાંખ્યું. મૂળરાજના પક્ષના સરદારોએ બીજા ચાવડા સરદારોને મારી નાંખ્યા ને લોહીથી ભરેલા દરબારમાં મૂળરાજનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આખા ગામમાં હાહાકાર થઈ ગયો. રણવાસમાં જઈ મૂળરાજે પોતાની એક મામીને મારી નાંખી બીજી મામી જે ભાટી રજપુતાણી હતી તે પોતાના કુંવર અરીપને લઈ પોતાના પિયર તણોત નાશી ગઈ.

---

# પ્રકરણ ત્રીજું.



વાર્તા ૧૦

## મૂળરાજ

મૂળરાજનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો. આપણા જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે મૂળનક્ષત્રમાં જન્મનાર મોસાળીઆનો નાશ કરે છે. મૂળરાજની બાબતમાં તે ખરૂં પડ્યું. જન્મતાંજ તેણે માનો જીવ લીધો અને પોતાના મામા મામી તથા બીજા ચાવડાઓને મારી નાખી તે ગાદીએ બેઠો.

વગર હક્કે મૂળરાજ ગુજરાતની ગાદી પચાવી પડ્યો છે અને ગુજરાતમાં સર્વત્ર અંધાધુંધી વ્યાપી રહી છે તેથી અત્યારે ગુજરાત જીતી લેવાનો ઉત્તમ પ્રસંગ છે એમ સમજી ઉત્તરેથી નાગોરનો * રાજા અને દક્ષિણેથી તૈલંગણના રાજાના સેનાધિપતી બારપ બંનેએ ગુજરાતપર ચઢાઈ કરી.

એકી વખતે બે તરફથી બે દુશ્મનો ચઢી આવ્યા તે જોઈ મૂળરાજ ગભરાઈ ગયો. પણ એણે એમ જાણી લીધું કે નાગોરનો રાજા દેવીભક્ત હતો તેથી નવરાત્રી કરવા તે પોતાને વતન પાછો જશે તે વખતે બારપને હરાવવાનું ઠીક પડશે. એમ માની ચોમાસાનો લાભ લઈ મૂળરાજ કચ્છમાં આવેલા કંથકોટના

---

* હાલનું અજમેર

કિલ્લામાં ભરાઈ બેઠો. પણ એની ધારણા પ્રમાણે કાંઈ થયું નહિ. નાગોરના રાજાએ માતાનો કંડીઓ ગુજરાતમાં મંગાવી ત્યાંજ નવરાત્રીની ક્રિયા કરી તેથી મૂળરાજ એક દિવસ ઓચિંતો પોતાની સાંઢણી પર બેસી હાથમાં શમશેર લઈ નાગોરના રાજાના તંબુ પાસે આવ્યો. સાંઢણી પરથી નીચે ઉતરી તંબુમાં એકદમ ધુસી જઈ નાગોરના રાજાને વિનંતી કરી કે હું બારપની સાથે લઢવા જાઉં છું તમે ક્ષત્રી છો તેથી મારા પર પાછળથી હુમલો ના કરશો. બારપને જીતી આવ્યા પછી આપણે યુદ્ધ કરીશું. મૂળરાજની આ હિંમત ને સાહસ જોઈ નાગોરનો રાજા તેના પર બહુ ખુશ થઈ ગયો, ને તેને કહ્યું આજથી આપણે શત્રુ નહિ પણ મિત્ર છીએ. જન્મ પર્યંત હું તમારો મિત્રજ રહીશ. નાગોરનો રાજા પછી પોતાને દેશ પાછો ગયો. મૂળરાજે બારપ પર હુમલો કરી તેને નસાડી મૂક્યો.

સૌરાષ્ટ્રનો રાજા ગ્રાહરિપુ સોમનાથના જાત્રાળુને બહુજ દુઃખ દેતો હતો તેમ બીજા અનેક અત્યાચારો કરી રહ્યો હતો. તેથી મૂળરાજે તેનાપર ચઢાઈ કરી. ગ્રાહરિપુની મદદે કચ્છનો રાવ લાખો ફુલાણી આવ્યો. આટકોટ આગળ બંને સૈન્ય વચ્ચે મોટું યુદ્ધ થયું. આ યુદ્ધમાં મૂળરાજે કચ્છના રાવ લાખા ફુલાણીને પોતાને હાથે મારી નાંખી પોતાના બાપનું વેર લીધું. ગ્રાહરિપુ સખત હાર્યો ને ઘાયલ થયો. ગ્રાહરિપુની સ્ત્રીની આજીજીથી મૂળરાજે તેને જીવતો જવા દીધો. પણ તેનો મુલક લઈ લીધો. આ રીતે મૂળરાજે સૌરાષ્ટ્ર ને કચ્છ બંને પ્રાંત એકજ લઢાઈમાં જીતી લીધા.

લાટ દેશના રાજાએ મૂળરાજપર એક ખોડ વાળો હાથી બક્ષીસ મોકલ્યો. આથી મૂળરાજને એમ લાગ્યું કે લાટના રાજાએ જાણી જોઇને તેની હાંસી કરી છે તેથી તે તેના ઉપર ક્રોધે ભરાયો. પોતાના કુંવર ચામુંડને સાથે લઈ તેણે લાટ પર સ્વારી કરી લાટના રાજાને હરાવી મારી નાખ્યો, અને તેનો મુલક તાબે કર્યો.

મૂળરાજે ઈ. સ. ૯૪૨ થી ૯૯૭ સુધી એટલે પંચાવન વર્ષ રાજ્ય કર્યું. યુવાનીમાં પોતાના મામા, મામી તથા બીજા મોસાળીઆઓને મારી નાખ્યાં હતાં તે પાપને માટે તેને ઘડપણ-માં બહુજ પસ્તાવો થયો. પાપ ધોવાને માટે તે તીર્થ સ્થળોએ ભટકવા લાગ્યો. પણ ઘડપણ થવાથી વધારે મુસાફરી તેનાથી થઈ શકી નહિ તેથી તે છેવટે સરસ્વતીને કાંઠે આવેલા શ્રીસ્થળ (સિદ્ધપુર)માં જઈ વસ્યો, ને ત્યાં મહાદેવનું મોટું શિવાલય રૂદ્રમાળ બંધાવવાનું શરૂ કર્યું (એ રૂદ્રમાળ બંધાઈ રહેતાં પહેલાં એનું મરણ થયું. સિદ્ધરાજ જયાસિંહે તે પુરૂં કરાવ્યું,) ઊત્તર તથા પૂર્વના પવિત્ર તીર્થ સ્થળોમાંથી તેણે વિદ્વાન બ્રાહ્મણો બોલાવી તેમને શ્રીસ્થળ, સિહોર તથા સ્થંભતીર્થ (ખંભાત) ને આજુ-બાજુના બીજા ગામો બક્ષીસ આપ્યાં. આ બ્રાહ્મણોના વંશના અત્યારે ગુજરાતમાં ઔદિચ્ય (ઉત્તરમાંથી આવેલા) કનોજીઆ (કનોજથી આવેલા) તથા શ્રીગોડ (પૂર્વમાં બંગાળાના ગોડ પ્રાંતમાંથી આવેલા) બ્રાહ્મણોના નામથી ઓળખાય છે.

---

## વાર્તા ૧૧.

# ભીમબાણાવળી અને સોમનાથનો નાશ

મૂળરાજના મરણ પછી એનો દીકરો ચામુંડ ગાદીપર આવ્યો. ચામુંડ થોડો વખત રાજ્ય કરી પોતાના દીકરા વલ્લભસેનને ગાદી સોંપી પોતે કરેલા પાપનું પ્રાયશ્ચિત કરવા કાશી જઈ રહ્યો. વલ્લભસેનનું થોડા વખતમાં મૃત્યુ થયું. એટલે ચામૂંડ અણહીલપૂરમાં પાછો આવી પોતાના બીજા દીકરા દુર્લભસેનને ગાદીએ બેસાડી પોતે નર્મદા કિનારે શુકલતીર્થમાં જઈ વસ્યો. દુર્લભસેનના મરણ પછી એના ભાઈ નાગરાજનો દીકરો ભીમદેવ ગાદીએ બેઠો. ભીમદેવે ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૭૨ સુધી ૫૦ વર્ષ રાજ્ય કર્યું.

તે પરાક્રમી અને ન્યાયી રાજા હતો. ચોર, લુંટારાઓ વગેરેને બહુજ સખત સજા કરી, પોતાની પ્રજાને તેમના ભયથી મુક્ત કરી અને રાજ્યમાં બહુ સારો બંદોબસ્ત કર્યો. આથી તેની પ્રજાની તેના પર બહુજ પ્રીતિ થઈ. ભીમદેવના રાજ્યના બીજા વર્ષમાં ગીઝનીના બાદશાહ મહમૂદે ગુજરાતપર ચઢાઈ કરી. હિંદુસ્તાન દેશની ઉત્તરે હિમાલય પર્વત છે. હિમાલય પર્વતના વાયવ્ય ખુણાની પેલી તરફ અફઘાનિસ્તાન નામનો નાનો દેશ છે. તે દેશની રાજ્યધાની ગીઝની શહેરમાં હતી. ત્યાંના લોકો અફઘાન, પઠાણ કે કાબૂલીના નામથી આપણા પ્રાંતમાં ઓળખાય છે. તેઓ બહુજ જોરાવર અને મજબુત બાંધાના હોય છે. સ્વભાવે તેઓ અત્યંત ઝનુની અને ઘાતકી

હોય છે. આવા કાબુલી લોકોનું મોટું લશ્કર લઈને મહમૂદે ગુજરાત પર ચઢાઈ કરી. હિમાલય પર્વત ઓળંગી તે સિંધમાં આવ્યો. સિંધનું રણ ઓળંગી તે અજમેર આવ્યો. ને તે નગર લઈ લીધું. આરાવલી ને આબુ પર્વત ઓળંગી તે સપાટામાં અણહિલવાડ નગરની પાસે આવી પહોંચ્યો. પણ મહમૂદે આ લડાઈ હિંદુઓના રાજાપર કરી નહોતી. પરંતુ તેમના દેવ ઉપર કરી હતી. તેથી તેણે અણહિલવાડમાં ના પેસતાં સોમનાથ પાટણ તરફ કુચ કરી.

સૌરાષ્ટ્રના દક્ષિણ કાંઠાપર વેરાવલ નામે એક નાનું બંદર આવેલું છે. તેની પાસે દેવપાટણ અથવા સોમનાથપાટણ નામનું પવિત્ર તીર્થ સ્થળ છે. સોમનાથપાટણની ચોતરફ મજબુત કિલ્લો છે. અને કિલ્લાની ચોતરફ પચીસ ફુટ ઉંડીખાડી આવી રહેલી છે. સોમનાથપાટણમાં મહાકાળેશ્વરનું પ્રખ્યાત દેવાલય આવી રહ્યું છે. હિંદુસ્તાનના મુખ્ય પવિત્ર તીર્થોમાં સોમનાથની ગણત્રી કરવામાં આવે છે.

મહમૂદે સોમનાથપર ચઢાઈ કરી, કિલ્લાને ઘેરો ઘાલ્યો. કોટ પરથી સોમનાથના રહેવાશીઓ મહમૂદનો હુમલો પાછો હઠાવવાને તૈયાર થઈ રહ્યા. બે દિવસસુધી ઘણું પરાક્રમ બતાવી સોમનાથના બ્રાહ્મણોએ ટક્કર ઝીલી. ત્રીજે દિવસે મોટું લશ્કર લઈ ભીમદેવ પોતે સોમનાથ મહાદેવનું રક્ષણ કરવાને આવી પહોંચ્યો. કાબુલીઓ અને રજપુતો વચ્ચે ભારે લડાઈ થઇ. તેમાં રજપુતોની હાર થઈને ભીમદેવ ત્યાંથી નાસી કચ્છમાં આવેલા કંથકોટના કિલ્લામાં ભરાઈ ગયો. ભીમદેવના હારીને નાસી

ગયા પછી સોમનાથના લોકોની હિંમત પણ ભાગી ગઈ. તેઓ કિલ્લો છોડી મહાદેવના મંદીરમાં જઈ આંખમાં આંસુ આણી મહાદેવને પગે પડી પોતાની વારે ધાવાને પ્રાર્થના કરવા મંડી પડ્યા. આવો સારો લાગ આવેલો જોઈ મહમૂદના અફગાન યોદ્ધાઓ નીસરણીઓ મુકી કિલ્લાપર ચઢી સોમનાથમાં પેઠા. દરવાજે દરવાજે અને કિલ્લાની આસ પાસ મજબુત ચોકી મુકી પોતાના પુત્ર તથા બીજા થોડા સરદારોને લઈ મહમૂદ સોમનાથના દહેરામાં પેઠો.

મહાદેવની મૂર્તિ ન ભાંગતાં એમને એમ ચાલ્યા જવાની પુજારીઓએ તેને પગે પડી બહુ વિનંતી કરી અને અગણિત દ્રવ્ય આપવાનું કબુલ કર્યું. પણ તેમની વિનંતી ન ગણકારતાં મહમૂદે એક મોટી ગદા મારી, લિંગના કકડા કરી નાખ્યા. કહેવાય છે કે મૂર્તિની તળેથી પુષ્કળ હીરા માણેક તથા સોનું નીકળ્યું. સોમનાથથી અગણિત દ્રવ્ય લઈ મહમૂદ અણહિલવાડ આવ્યો. પણ ત્યાં માત્ર ચોમાસુ ગાળીનેજ પોતાને દેશ જતો રહ્યો. મહમૂદના હિંદુસ્તાનમાંથી પાછા ગયા પછી ભીમદેવ પાછો અણહિલવાડ આવ્યો ને રાજ્ય કરવા લાગ્યો.

---

## વાર્તા. ૧૨.

## ભીમ અને ભોજ.

ગુજરાતમાં જ્યારે ભીમદેવ રાજ કરતો હતો તે વખત માળવામાં પ્રખ્યાત વિદ્યાવિલાસી ભોજરાજા રાજ કરતો હતો.

એક વખત ભીમદેવ સિંધ ઉપર ચઢાઈ કરવા ગયો હતો ત્યારે ભોજરાજાના સરદાર કુલચંદ્રે ગુજરાતપર ચઢાઈ કરી અણહિલપુર લુટ્યું અને પોતાની જીતની નિશાની તરીકે રાજમહેલના દરવાજા આગળ કોડીઓ દટાવી. ભીમના પ્રધાન સાંતુ પાસે વિજયપત્ર લખાવી તે પોતાને દેશ પાછો ગયો. આ હારનું વેર લેવાને ભીમદેવે કાશીના રાજા કરણની મદદથી માળવાપર ચઢાઈ કરી. એવામાં ભોજ રાજા મરણ પામ્યો. ભીમ અને કરણે ભોજની રાજધાની ધારાનગરી લુંટી લીધી.

---

## વાર્તા. ૧૩.

## ભીમ અને વિસલદેવ.

હિંદુસ્તાનપર કાબુલી લોકોએ ઘણી ચઢાઇઓ કરી ઠેકાણે ઠેકાણે ત્રાસ વર્તાવ્યો હતો, ઘણા પવિત્ર દેવળો લુંટી તેમનો નાશ કર્યો હતો, અને કેટલોક મુલક પણ જીતી લીધો હતો. તેનું વેર લેવાને અજમેરના રાજા વિસલદેવની સરદારી નીચે બધા રજપુત રાજાઓ એકત્ર થયા. તેમણે અફગાનોને હરાવ્યા, ને તેમની પાસેથી જીતેલો મુલક પડાવી લીધો. આ લડાઈમાં ભીમદેવ જોડાયો નહિ તેથી વિસલદેવને તેનાપર ક્રોધ ચઢ્યો. તેણે ગુજરાતપર ચઢાઈ કરી. તેમાં ભીમદેવ હાર્યો. જે ઠેકાણે વિસલદેવની જીત થઈ ત્યાં પોતાના નામનું નગર વસે અને ત્યાં કીર્તિસ્તંભ ઉભો કરવામાં આવે એ સરતે સલાહ કરી વિસલદેવ પાછો અજમેર ગયો. વિસલદેવના નામ પરથી નગર

વસાવવામાં આવ્યું છે તે આજે પણ વિસલનગર કે વીસનગ-રના નામથી ઓળખાય છે.

---

## વાર્તા ૧૪

# કુંવર મૂળરાજ

એક વખત ગુજરાતમાં સખત દુકાળ પડ્યો. તેથી ખેડુતો કર ભરી શક્યા નહિ. આથી રાજાના સીપાઈઓએ ખેડુતોને પકડી તેમને અણહિલપુર આણી રાજાની સમક્ષ ખડા કર્યા. તેઓ પોતાના દુ:ખની અંદર અંદર વાતચીત કરતા હતા. તે ભીમદેવના કુંવર મૂળરાજના સાંભળવામાં આવી. ખેડુતોના દુ:ખની વાતો સાંભળી કુંવરની આંખમાં આંસું આવ્યાં. ઘોડાપર બેસવાની કળાથી તેણે પોતાના પિતાને ખુશી કર્યો ને તેની પાસેથી એવું વરદાન માગ્યું કે આ બધા પકડી આણેલા ખેડુ-તોને છોડી દેવા, ને તેમનો કર માફ કરવો. રાજાએ કુંવરને માગેલું વરદાન આપ્યું, ને બધા ખેડુતોને કર માફ કરી છોડી મૂક્યા. આ દયાળુ રાજકુંવરનું થોડા વખતમાં મરણ થયું. બીજે વર્ષે ગુજરાતમાં બહુજ સારો વરસાદ પડ્યો ને પુષ્કળ અનાજ પાક્યું. ખેડુતો બે વર્ષનો કર લઈ રાજાને આપવા આવ્યા. રાજાએ માત્ર એકજ વર્ષનો રાખ્યો પણ ખેડુતોએ તો બંને વર્ષનો કર આપવાનો આગ્રહ કર્યો. રાજાએ તે પરથી આ પ્રશ્નનું નીરાકરણ કરવાને પંચ નીમ્યું. પંચે એવો ફેંસલો કર્યો કે પાછલા વર્ષની ઉપજમાંથી કુંવરના પુણ્યાર્થે ત્રીપુરૂષપ્રાસાદ નામનું દેવાલય બાંધવું.

---

## વાર્તા ૧૫.

# કરણ અને મીનળદેવીનાં લગ્ન

ભીમદેવને ત્રણ રાણીઓ હતી. એકનું નામ બકુલાદેવી, બીજી ઉદયામતી ને ત્રીજી મૂળરાજની મા. બકુલાદેવીના પુત્રનું નામ ક્ષેમરાજ, ઉદયામતીના પુત્રનું નામ કરણ. મૂળરાજ તો પિતાની હયાતીમાંજ મરણ પામ્યો હતો. તેથી ક્ષેમરાજ જે પાટવી હતો તેનો ગાદી ઉપર હક હતો. પણ ઉદયામતી રાજાની માનીતી રાણી હતી તેથી રાજાનો વિચાર તેના કુંવર કરણને ગાદી આપવાનો હતો. પાટવી કુંવર ક્ષેમરાજે એ વાત જાણી એટલે તેણે ઉદાર મન બતાવી ગાદી પરથી પોતાનો હક ઉઠાવી લીધો અને પોતે સરસ્વતી કિનારે મુંડિકેશ્વર નામના પવિત્ર તીર્થમાં જઈ વસ્યો. આ સ્થાન દધિસ્થળ અથવા દેથળી ગામની પાસે છે. તેથી કરણે ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને એ ગામ બક્ષીસ આપ્યું જેથી ફરી દેવપ્રસાદ ત્યાં રહી પોતાના પિતાની સેવા ચાકરી કરી શકે.

આ વખતે દક્ષિણમાં કર્ણાટક પ્રાંતના ચંદ્રપુર નગરમાં જયકેશી નામે રાજા રાજ કરતો હતો. તે રાજાને મીનળદેવી નામે એક કન્યા હતી. મીનળદેવીની ઉમ્મર મોટી થવા આવી તો પણ તેનાં લગ્ન થયાં નહોતાં, ને જ્યારે જ્યારે તેના લગ્નની વાત થતી ત્યારે તે નાપાડતી ને કહેતી કે મને મનગમતો વર મળશે ત્યારેજ હું લગ્ન કરીશ. એક રાત્રે તેણે સ્વપ્નમાં એક પુરૂષ સાથે લગ્ન કર્યાં. સવારે જાગ્રત થતાં તેણે પોતાના પિતાને

પોતાના સ્વપ્નમાં થયેલા લગ્નની વાત કરી અને તેના સ્વપ્નના પતિને શોધી કાઢવાની પીતાને આજીજી કરી. ચંદ્રપુરીના ચીતારાઓએ તેને અનેક રાજકુંવરોની છબીઓ બતાવી પણ તેમાંના એકની પણ છબી તેના સ્વપ્નના પતિની ન હોતી. છેવટે એક કુશળ ચીતારો ચંદ્રપુર આવ્યો તેણે રાજકુંવરીને ગુજરાતના રાજા કરણની છબી બતાવી. મીનળદેવીએ તર્તજ તે છબી પોતાના સ્વપ્નના પતિની છબી તરીકે ઓળખી. રાજા જયકેશી આથી બહુજ ખુશ થયો ને તેણે પોતાના ગોર તથા બારોટાને મીનળદેવીની છબી સાથે અણહિલપુર મોકલ્યા. તેઓએ આવી કરણ રાજાને સર્વ વાતથી વાકેફ કરી મીનળદેવીની છબી બતાવી, છબીમાં તે કન્યા બહુ સુંદર લાગવાથી કરણે તેની સાથે પરણવાનું કબુલ કર્યું.

તર્તજ ગોર ચંદ્રપુર પાછો ગયો. કુવરીને અણહિલપુર આણીને બંનેનાં લગ્ન કર્યાં. રાજા કરણે મીનળદેવીને પ્રત્યક્ષ જોઈ ત્યારે તેને માલમ પડયું કે તે છેતરાયો છે ને છબીમાં તે જેવી સુંદર દેખાતી હતી તેવી તે સુંદર નથી—ઉલટી કદરૂપી છે. આથી તેણે મીનળદેવીને પહેલીજ રાત્રિએ તરછોડી તેનો ત્યાગ કર્યો. ને તેને જુદા મહેલમાં રાખી. આથી મીનળદેવીને બહુજ દુઃખ થયું ને તેણે અગ્નિમાં પડી બળી મરવાનો નિશ્ચય કર્યો. કરણની મા ઉદયામતીએ તેને એમ કરતાં અટકાવી અને તેના પતિસાથે સંસાર વ્યવહાર કરાવી આપવાની આશા આપી.

એક વખતે કાશ્મીરની એક ગુણકા અણહિલવાડમાં આવી. રાજા તેના સંગીત તથા નૃત્યથી બહુ ખુશી થયો અને તેની સાથે

પ્રેમમાં પડ્યો. રાત્રે તેને એકાન્તમાં મળવાનો સંકેત કર્યો. રાજમાતા તથા કરણના પ્રધાન મુંજાલના જાણવામાં આ વાત આવી. એટલે તેમણે પુષ્કળ દ્રવ્ય આપી ગુણકાને પાટણમાંથી નસાડી મુકી. ને તેને બદલે મીનળદેવીને મહેલમાં મોકલી દીધી. મીનળદેવીએ રાજાને પોતાના સંગીતથી તેમ શેતરંજ રમવાની ચતુરાઈથી બહુજ ખુશ કર્યો, ને પ્રેમની નિશાનીમાં તેની પાસેથી એક વીંટી લઈ લીધી. રાજાને પોતાના પાપ કર્મને માટે પાછળથી બહુ પસ્તાવો થયો. છેવટે ખરી વાત બહાર આવી ને મીનળદેવીનો તેણે સ્વીકાર કર્યો.

મીનળદેવીને પેટે સિદ્ધરાજ જયસિંહ નામે એક મહા પ્રતાપી કુંવરનો જન્મ થયો. કુંવર ત્રણ વર્ષનો થયો તે વખતે એક દિવસ રમતો રમતો તે ગાદી ઉપર બેસી ગયો. તે જોઈ રાજાએ તરતજ રાજજોશીને બોલાવ્યા. ને તેમને પુછ્યું "રાજ્યાભિષેકને માટે આ સમય કેવો છે" ? જોશીએ જવાબ દીધો " ઉત્તમ. " તે સાંભળી તરતજ તેણે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કરાવ્યો. સિદ્ધરાજને ગાદીએ બેસાડ્યા પછી થોડા વખતમાં કરણનું મરણ થયું. કરણે કર્ણાવતી નામે નગર વસાવ્યું ને ઘણે ભાગે તે ત્યાંજ રહેતો હતો. આ કર્ણાવતી નગર અત્યારનું અમદાવાદ હોય એમ ઘણાનું માનવું છે. મોઢેરાની પાસે તેણે કરણ સાગર નામે એક તળાવ પણ બંધાવ્યું છે.

## વાર્તા ૧૯.

## મીનળદેવીનો રાજકારભાર

કરણરાજા મરી ગયો ત્યારે સિદ્ધરાજ નાની ઉમ્મરનો હોવાથી રાજાની મા મીનળદેવી મુંજાલ અને શાંતુ નામના બે પ્રધાનોની સહાયથી રાજ્યકારભાર ચલાવવા લાગી. મીનળદેવી બહુ ડાહી તથા હુશિયાર હતી. તેણે સિદ્ધરાજને બહુ ઉંચા પ્રકારની કેળવણી આપી હતી અને તેના જ્ઞાનમાં વધારો કરવા તેને લઈ ગુજરાતમાં ફરવા નીકળતી હતી. તેને નવા નવા સ્થળો બતાવી લોકોની સ્થિતિથી વાકિફ કરી ચતુર બનાવવા બાળ રાજાને લઈ રાજમાતા મુસાફરીએ નીકળી હતી તે વખતે માળવાના રાજા નરવર્માએ ગુજરાતપર ચઢાઈ કરી. તેની સામે લડાઈ ન કરતાં શાંતુ પ્રધાને તેને પુષ્કળ દ્રવ્ય આપી પાછો વિદાય કર્યો. લોકોના સુખને માટે મીનળદેવીએ મોટા બે તળાવો બંધાવ્યા. એક વીરમગામમાં મીનલસર જે આજે મુનસરના નામથી ઓળખાય છે, ને બીજું ધોળકામાં મલાવ તળાવ.

મલાવ તળાવ બાંધતાં પહેલાં તેનો નકશો તૈયાર કરવામાં આવ્યો હતો. વચમાં એક ગુણકાની જમીન આવતી હતી. એ જમીન લેવાય તોજ તળાવનો આકાર સુંદર બને એ જગ્યા ના લેવાયતો તળાવનો આકાર કઢંગો થાય એમ હતું. મીનળદેવીએ ગુણકા પાસે તે જમીન વેચાતી માંગી. પણ તેણે તે વેચાતી આપવાની નાપાડી. રાણીએ પુષ્કળ દ્રવ્ય આપવા જણાવ્યું પરંતુ તેણે પોતાની હઠ છોડી નહિ. રાણી ધારત તો ગુણકા પાસેથી

તે જમીન જોરજૂલમથી લઈ શકત, પણ ભલી ને ન્યાયી રાણીએ તેમ ના કરતાં તળાવ વાંકુ બંધાવ્યું. આ બનાવથી હજી પણ ગુજરાતમાં કહેવત ચાલે છે કે "ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ."

સિદ્ધરાજ મોટી ઉમ્મરનો થયો ત્યારે મીનળદેવી તેની સાથે સોમનાથની જાત્રા કરવા નીકળી. ગુજરાત અને કાઠીઆવાડની સરહદપર ધોળકાથી આશરે વીસ માઈલપર ભોલાદ નામે ગામ છે ત્યાં તેઓ આવી પહોંચ્યા. સોમેશ્વરના જાત્રાળુઓ પાસે ત્યાં આગળ કર લેવામાં આવતો હતો. ઘણા ગરીબ લોકો કર આપવાની તેમની અશક્તિને લીધે આગળ ના જતાં નીસાસો નાંખી પાછા ફરતા રાણીના જોવામાં આવ્યા. આ જોઈ દયાળુ રાણીને બહુજ લાગી આવ્યું. તેણે તે કર માફ કરવાની સિદ્ધરાજને વિનંતી કરી. સિધ્ધરાજે ભોલાદના વહીવટદારને બોલાવી કરની રકમ કેટલી થાય છે તેના આંકડા મંગાવ્યા. વહીવટદારે જણાવ્યું કે જાત્રાના વેરાની વાર્ષિક આવક બોતેરલાખ રુપીઆ ઉપજે છે. પણ પોતાની વહાલી માને ખુશ રાખવા તેણે તે કર માફ કર્યો.

---

વાર્તા ૧૭.

## રાણકદેવીની વાર્તા

સિંધપ્રાંતનાં એક ગામમાં શેરપાવર નામનો એક નાનો ઠાકોર રાજ્ય કરતો હતો. તેની સ્ત્રીએ એક કુંવરીને જન્મ આપ્યો. તેના જન્માક્ષર જોઈ જોશીએ કહ્યું "આ

કન્યા એવી ક-પગલાની છે કે જેને ઘેર જશે તેનું તે સત્યનાશ વાળશે. આ ભવિષ્ય વાણી સાંભળી ઠાકોરે પોતાની કુંવરીને જંગલમાં મોકલાવી દીધી. જંગલમાં આ કુંવરી હડમત નામના એક કચ્છી કુંભારના જોવામાં આવી. હડમત કુંભારે એ કન્યાને પોતાને ઘેર આણી ઉછેરી મોટી કરી, ને તેનું નામ રાણક દેવડી પાડ્યું. કન્યાની ખુબસુરતી જોઈ કચ્છના રાજા લાખાએ તેનું માગું કર્યું. રાજાની બીકથી કુંભારે હાતો પાડી. પરંતુ તેનો વિચાર પોતાની પુત્રીને રાજાને દેવાનો નહોતો. તેથી તે કચ્છમાંથી છાનોમાનો નાસી ગયો. અને સોરઠમાં આવી મજેવડી નામના ગામમાં રહ્યો. ત્યાં તે સિદ્ધરાજની નજરે પડી. સિદ્ધરાજ તેની સાથે પ્રેમમાં પડ્યો અને પોતાના બારોટની મારફતે તેનું માગું કર્યું. હડમતે વિચાર કર્યો કે 'કચ્છના રાજાને નાખુશ કરી હું અહીંઆ નાસી આવ્યો છું હવે સિધ્ધરાજને ના કહીશ તો ક્યાં જઈને રહીશ ?' આથી તેણે સિધ્ધરાજનું માંગુ કબુલ રાખ્યું. રાણક દેવડીને ગુજરાતની રાણીને યોગ્ય કેળવણી આપવા સિધ્ધરાજે એક વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણને રાખ્યો. હવેથી તેને લોકો રાણક દેવડીને બદલે રાણકદેવી કહેવા લાગ્યા. એવામાં જુનાગઢના રાજા રાખેંગારના તે જોવામાં આવી. તે પણ તેની સાથે પ્રેમમાં પડ્યો. તેની ને સિધ્ધરાજ વચ્ચે જુનું વેર હતું અને સિધ્ધરાજનું નાક કાપવાની તેણે પોતાના પિતા રા'નવઘણની સમક્ષ તેની મરણ પથારીએ પ્રતિજ્ઞા લીધી હતી. તેથી તેણે રાણકદેવડીનું હરણ કર્યું ને તેને જુનાગઢ લાવી તેની સાથે લગ્ન કર્યું. લગ્નની ખુશાલીમાં તેણે આખા નગરને જમવાનું

નોતરૂં દીધું. આ વખતે પાટણ વાડાના સો વાઘરીઓ માટીના વાસણો વેચવા જુનાગઢ આવેલા હતા. તેમને પણ જમવાનું આમંત્રણ કરવામાં આવ્યું. વાઘરીઓએ વિચાર્યું કે આપણા રાજાની કન્યાનું રા'ખેંગાર હરણ કરી લાવ્યો ને તેની સાથે પરણે છે તો તે લગ્નની ખુશાલીના જમણમાં ભાગ લેવો એ આપણને શોભે નહિ. તેથી તેઓ ભુખ્યા ને તરસ્યા પાટણ તરફ જવા નીકળી પડ્યા. રસ્તામાં સિધ્ધરાજના ભાટ તેમને મળ્યાં. ભાટોને વાઘરીઓએ રા'ખેંગાર ને રાણકદેવડીના લગ્નની વાત કહી તેઓએ પાટણ જઈ સિધ્ધરાજને ખબર કહી.

સિધ્ધરાજ આ વાત સાંભળી અત્યંત ક્રોધે ભરાયો. મોટું લશ્કર લઈ તેણે સોરઠપર ચઢાઈ કરી ને જુનાગઢને ઘેરો ઘાલ્યો. એના મનમાં એમ હતું કે થોડા દિવસમાં હું કિલ્લો જીતી લઈશ. પણ તેમ બન્યું નહિ કારણ કે કિલ્લો બહુ મજબુત હતો ને રા'ખેંગાર અત્યંત બહાદુરી થી તેનું રક્ષણ કરતો હતો. બાર વર્ષ સુધી લડાઈ ચાલી પણ સિધ્ધરાજ જુનાગઢ જીતી શક્યો નહી. રા'ખેંગારની બેન પાટણમાં સિધ્ધરાજના પિત્રાઈ સાથે પરણેલી હતી. તેના બે દીકરાઓ દેશલ અને વિશલને કાંઈ કારણથી પોતાના મામા રા'ખેંગાર સાથે તકરાર થઈ તેઓ મામાને દગો દઈ સિધ્ધરાજને મળી ગયા. કપટથી કિલ્લાના દરવાજા ઉઘડાવી તેમણે પાટણનું લશ્કર નગરમાં દાખલ કર્યું. રા'ખેંગારને આ દગાની બહુજ મોડી ખબર પડી. તો પણ તેણે કેસરીઆ કર્યાં. અને અત્યંત બહાદુરીથી લડતાં કપાઈ મુઓ. દેશળને તેડી સિધ્ધરાજ મહેલમાં ગયો. રાણકદેવી જે

દેશળના દગાથી અજ્ઞાન હતી તેણે દેશળનો સાદ ઓળખી મહેલના બારણા ઉઘડાવ્યાં. તરતજ થોડા માણસો સાથે સિધ્ધરાજ મહેલમાં પેઠો અને રાણકદેવીના હાથની માંગણી કરી.

રાણકદેવીએ સિધ્ધરાજનો અત્યંત તિરસ્કાર કર્યો. આ વખતે રાણકદેવીના બે કુંવરો મા પાસે બેઠેલા હતા. મોટો માનેરો અગીઆર વર્ષનો હતો. ને નાનો ડગાયચો પાંચ વર્ષનો હતો. સિધ્ધરાજે આવેશમાં આવી નાના કુંવરને મારી નાખ્યો. જેવો તે મોટાને ઝાલવા ગયો તેવો તે તેની પાસેથી છટકી જઈ પોતાની માની પછવાડે સંતાઈ જઈ રડવા લાગ્યો. આ વખતે રાણકદેવીએ તેને સોરઠામાં શીખામણ દીધી તે હજીપણ જુનાગઢમાં અત્યંત લાગણીથી ગવાય છે.

"માણેરા તું મારોય માકર આંખો રાતિયો
કુળમાં લાગે ખોડ મરતાં મા ન સંભારિયે"

સિધ્ધરાજે પોતાના સૈન્યને આજ્ઞા કરી કે "કુંવરને મારશો નહિ જો રાણકદેવી પાટણ નહિ આવે તો હું એને મારીશ." આ કુંવરને પણ પાછળથી સિદ્ધરાજે મારી નાંખ્યો. રાણકદેવીને સિદ્ધરાજે કિલ્લામાંથી બહાર કાઢી પાટણ લઈ જવા માંડી, આ પ્રસંગે રાણકદેવીનો વિલાપ તથા ગિરનાર પહાડ, પોતાનો મહેલ, ખેંગારનો ઘોડો વગેરે જોઈને જે દીલગીરીના ગીતો તેણે ગાયાં છે, તે અત્યારે પણ કાઠીઆવાડમાં અનેક જગ્યાએ ગવાય છે. રાણકદેવીને સિદ્ધરાજ લઈ જતો હતો તે વખત તેણે ગિરનાર તરફ જોઈ કહ્યું.

" ફટફટ ગોઝારા ગીરનાર, ખરેડી ખાંગોકાંન થયો
મરતે રા'ખેંગાર, રંડાપો રાણક દેવડી "

થોડે દૂર ગયા પછી ક્ષિતિજમાં ઢંકાઈ ગયેલો ગીરનાર તેન જોવામાં ના આવ્યો તેથી તેને લાગ્યું કે તેના મેણાના વચનોથ તે પડી જાય છે તેથી તે બોલી.

" માપડ મારા આધાર, ચોસલા કોણ ચડાવશે
ગયા ચડાવણ હાર, જીવતા જાતર આવશે."

સિદ્ધરાજે પોતાની સાથે ફરી લગ્ન કરવાને રાણકદેવીને બહુ સમજાવી. પણ રાણકદેવીએ પોતાનું સતીત્વ છોડ્યું નહિ. પણ વઢવાણ આગળ સતી થઈ પોતાના પતિ પાછળ બળી મુઈ આખો સૌરાષ્ટ્રપ્રાંત સિદ્ધરાજે જીતી લીધો, ને તે પ્રાંતને પોતાન મુલક સાથે જોડી દઈ પોતાના પ્રધાન સજ્જન મહેતાને તેને સુબો બનાવ્યો.

---

## વાર્તા ૧૮.

## જસમાં ઓડણ

સિદ્ધરાજ બહુ પરાક્રમી, પ્રતાપી તેમ ન્યાયી રાજા હતો પરંતુ તેનામાં બે મોટા દુર્ગુણો હતા. એક તે બહુજ ઘાતકી હતો. રાણકદેવીના બે બાળકુંવરો તેણે મારી નાંખ્યા, એ તે બહુજ ઘાતકી કામ હતું. બીજો દુર્ગુણ તેનામાં એ હતો કે એ અત્યંત વિષયી હતો. સિદ્ધરાજે અણહિલવાડમાં એક મોટું તળાવ બંધાવવાનું શરૂ કર્યું. એ તળાવની આજુ બાજુ

મહાદેવની નાની નાની હજાર ડેરીઓ હતી. તે પરથી એ તળાવનું નામ સહસ્ત્રલિંગ તળાવ પાડવામાં આવ્યું છે. આ તળાવ ખોદાવવાને તેણે માળવાથી ઘણા ઓડો બોલાવ્યા હતા. તેમાં જસમાં નામે એક ઓડણ પોતાના ધણી સાથે આવેલી હતી. તે અત્યંત સુદર હતી. સિદ્ધરાજ ઘણીવાર તે તળાવ ખોદાતું હતું તે વખતે તેનું કામ જોવા જતો હતો. આથી જસમાં તેના જોવામાં આવી. તેની સુંદરતાપર તે મોહી પડ્યો. રાજા હંમેશાં તળાવ આગળ આવી જસમાને લલચાવવા પ્રયત્ન કરતો હતો. તેણે તેની સાથે લગ્ન કરી તેને પોતાની પટરાણી બનાવવાનું પણ કબુલ કર્યું. પણ જસમાં તેની લાલચમાં ફસાઈ નહિ. તેણે સિદ્ધરાજને સારી શીખામણો આપી દુનીઆની ખોટી મોહજાળમાં ના ફસાવવા ઘણો સમજાવ્યો; પણ સિદ્ધરાજ જસમાનો મોહ છોડી શક્યો નહિ. છેવટે તેણે જસમાને બળાત્કારે પકડી તેના મહેલમાં લઈ જવાનો નિશ્ચય કર્યો. જસમાં તેનો આ દુષ્ટ ઈરાદો સમજી ગઈ. પોતાના પતિ તથા બીજા ઓડોને આ વાતની તેણે ખબર આપી તેથી તેઓ સર્વ રાતોરાત પાટણથી માળવા તરફ નાસી ગયા. સિદ્ધરાજને સ્હવારમાં તે વાતની ખબર થતાં તે ઘોડેસ્વારો લઈ જસમાને પકડવાને પાછળ પડ્યો. રસ્તામાં ઓડોને તેણે પકડી પાડ્યા. સિધ્ધરાજના સ્વારો તથા ઓડો વચ્ચે લડાઈ થઈ. તેમાં ઓડો કપાઈ મુઆ. જસમાનો ધણી પણ કપાઈ મુઓ. જસમાએ પોતાના ધણીને મરણ પામેલો જોઈ પોતાના પેટમાં કટાર ખોસી આપઘાત કર્યો પણ સિદ્ધરાજના હાથમાં આવી નહીં. જસમાને

સિદ્ધરાજ વિષે ગુજરાતમાં અનેક રાસડાઓ તથા ગરબાઓ ગવાય છે. તેમાંનો એક નીચે આપવામાં આવે છે.

## * જસમાની ગરબી

( રાગ-પુનમ ચાંદની )

ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ
જેની કીર્તી વ્યાપી રહી આ જગમાં ઘણી રે–૧
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆ રે,
મોટાં માન સરોવર દેવળ ધામ વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વે નમાવીઆ રે–૨
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક,
નામે ઓડણો માટોડું માથે લઈ પડું રે–૩
પાળે વડને ડાળે ઝુલે બાળક પારણે રે,
માટી વહેતા જસમા ઝુલાવે નીજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે–૪
સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઈને રાજા કહે છે સુણતું સુંદરી રે–૫

---

* અત્યારે પણ સહસ્ત્ર લિંગ તળાવના ખંડેર પાસે જસમાની ડેરી જોવામાં આવે છે. અને સ્ત્રીઓ ત્યાં બાધા મુકે છે.

'માટી વહેવાને આ કોમળ કાયા કરી નથી રે
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ,
બીજી ઓડણો છોકામ કરે તારી વતી રે–૬

જસમાં કહે છે 'રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીઠે કદી રે–૭

'જસમા જંગલમાં વસવાને તું સરજી નથી રે.
મારા નગરતણો તું આવીને જો નોક,
પાટણપુરની શોભા ' હું તુજને શું કહું કથી રે'–૮

નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓ રે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહીં માગ,
જાણે ઉનાળે ઉલ્ટરાતી દેખું કીડીઓ રે–૯

જસમા માણસ બહુ દેખીને શું ઘેલી બને રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ
ન કળે ખાખરની ખીલોડી સાકર સ્વાદને રે–૧૦

રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરમાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ.
મેલાં ઝેર તણા જીવો તો જીવે ઝેરમાં રે–૧૧

જસમા રાજાના દરબારો તેં દીઠાં નથી રે,
તેમાં બાગ બગીચે ખીલે ફુલ ગુલાબ,
જળના હોજ ફુવારા ઉડે આવી જો સતી રે–૧૨

રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળછે રે.
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ.
મારા જંગલની મોજો તો મોંઘે મુલછે રે–૧૩

જસમા જંગલની વાતો તું આજ વીસારજે રે,
મીઠાં નરધાંને સારંગી કેરા સુર,
ગાયન સુણવાને કાજેતું મહેલ પધારજે રે–૧૪

રાજા નવ રીઝું નરધાં સારંગી સૂરથી રે,
મેના મોર બપૈયે ટેવ્યા છે મુજ કાન,
વાતો કોયલના ટૌકાનીતો કહેતી નથી રે–૧૫.

ઓડણ આવોતો ઉતારૂ મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ.
તમને પ્રિય જનો માનીને નિશદીન પાળશું રે–૧૬

મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડી રે.
મેડી માળે મુજને ચડતાં આવે ફેર,
પડતાં પગ ભાંગે કે કાયા થાશે કુબડી રે–૧૭

ઓડણ આવો તો પીરસાવું મેવા ચુરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર,
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાં રે–૧૮

મારે ઓડણને તો જોઈએ વાળુ ઘેંસના રે,
રાજા શું છે મારે હય હાથીનું કામ,
દહીંને દુધ મજેના મારે ભુરી ભેંસનાં રે–૧૯

ઓડણુ માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાનાં શણગાર,
આવી કંચનવરણી કાયાપર શોભે ઘણાં રે—૨૦

છાયલ ટકશે આછા સાળુતો ફાટી જશે રે,
નાખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર,
પહેરૂં ફુલ તણી માળાતો પરણ્યો રીઝશે રે—૨૧

જસમા કહે સુજનેતું કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમાં બીજા નથી રે—૨૨

પેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળીડામાં બહેક છે બહુ ફુલ,
જેની કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતી રે—૨૩.

જોને કામ કરતા ન્યાળે એ તારા ભણી રે,
એના મનમાં તારો પુરો નહિ વિશ્વાસ,
તારી બુઝન જાણે જસમા એ તારો ધણી રે—૨૪

રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે,
મારા પતિને મારો સંપૂર્ણ વિશ્વાસ.
હું તો અન્ય જનોને ભાઈ ગણી રહું ભારમાં રે—૨૫

જસમા રાણાને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવવા આદરૂં રે—૨૬

રાજા કાયા ને માયાપર બળ નૃપનું વસ્યું રે;
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયામાંય.
ભારે ભૂપતાણું પણ તે પર નવ ચાલે કશું રે—૨૭
જસમા દૃઢતા તારી દેખી વિસ્મય થાય છે રે.
આવા દંપતીને પણ આખર હોય વિયોગ.
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે—૨૮
રાજા કોઈ ન જાણે કાલે મારૂં શું થશે રે,
એવી અલ્પ જીંદગી માણે આ સહુ લોક,
રૂડી રહેણી સુખ પરલોકે પુરણ આપશે રે—૨૯
એવું કહીને જસમા ટોપલી લઈ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઈ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે—૩૦

---

વાર્તા ૧૯ મી.

## સિદ્ધરાજ ને યશોવર્મા

સિદ્ધરાજ નાની ઉમ્મરનો હતો તે વખતે માળવાના રાજા નરવર્માએ ગુજરાતપર ચઢાઈ કરી હતી. તેનું વેર લેવા સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઈ કરી. આ વખતે નરવર્મા મરણ પામ્યો હતો. અને તેનો દીકરો યશોવર્મા ગાદીપર હતો. સિદ્ધરાજે બાર વર્ષ સુધી લઢીને યશોવર્માને હરાવ્યો. તેની રાજધાની લુંટીલીધી. યશોવર્માને પકડી કેદ કરી લાકડાના પાંજરામાં ઘાલી પાટણ આણ્યો. પરંતુ પાછળથી ઉદાર મન બતાવી સિદ્ધ-

રાજે તેને છોડી મુક્યો અને તેને માળવાની ગાદી પાછી સોંપી. સિદ્ધરાજે પ્રજાના સુખને માટે ઠેકાણે ઠેકાણે વાવ, કુવા, તળાવ, દેવળો, ધર્મશાળાઓ વગેરે બંધાવ્યાં. મૂળરાજે શરૂ કરેલુ રૂદ્રમાળનું દેવળ તેણે પુરૂં કર્યું. ગુજરાતમાં જ્યાં જ્યાં જુના વાવ, કુવા, ધર્મશાળાઓ નજરે પડે છે તે બધા સિદ્ધરાજ જયસિંહના બંધાવેલાં છે, એવી દંતકથાઓ ચાલે છે. પ્રજા સુખી છે કે દુઃખી તે જોવાને તે રાત્રે વેશ બદલી નગર ચર્ચા જોવા નીકળતો, અને ખાસ કાળજી રાખી પ્રજાના દુઃખો ટાળવા મહેનત કરતો. તેણે માળવા જીતી લીધો ને ઠેઠ બુંદેલખંડ સુધી ચડાઈ લઈ જઈ ત્યાંના રાજા પાસે છન્નુ કરોડ સોના મ્હોરો ખંડણી તરીકે લઈ પાછો આવ્યો. ઉત્તરમાં આબુની પેલી તરફ ઝાલોર સુધી મુલક જીતી લીધો હતો. દક્ષિણમાં કોલાપુર સુધી એની સત્તા ફેલાઈ હતી. આ મહાન રાજા ઈ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી ૪૯ વર્ષ સુધી રાજ કરી અપુત્ર ગુજરી ગયો.

---

વાર્તા ૨૦

## કુમારપાળ

તમે આગળ વાંચી ગયા છો કે ભીમદેવના મોટા પુત્ર ક્ષેમરાજે ઉદાર મન બતાવી પોતે ગાદીએ ન બેસતાં નાના ભાઈ કરણને ગાદી આપી.

એ ક્ષેમરાજને દેવપ્રસાદ નામનો કુંવર હતો. દેવપ્રસાદના પુત્રનું નામ ત્રિભુવનપાળ અને ત્રિભુવનપાળના પુત્રનું નામ

કુમારપાળ હતું. સિદ્ધરાજને પુત્ર ના હોવાથી ગાદીનો વારસ કુમારપાળ હતો. સિદ્ધરાજ નાનો હતો તે વખતે કુમારપાળના પિતા ત્રિભુવનપાળે સિદ્ધરાજને રાજકારભાર ચલાવવામાં ઘણી મદદ આપી હતી. સિદ્ધરાજે પછીથી તેને લાટ દેશનો સુબો બનાવ્યો હતો. પરંતુ પાછળથી સિદ્ધરાજ ને ત્રિભુવનપાળ વચ્ચે અણબનાવ થયો અને ત્રિભુનપાળ પોતાના કુટુંબસાથે પોતાની જાગીર દેથળી ગામમાં હતી ત્યા આવી રહ્યો હતો. સિદ્ધરાજે કપટ કરી ત્રિભુવનપાળને મારી નાંખ્યો અને કુમારપાળને પણ મારી નાખત, પણ તે વેશ બદલી નાશી ગયો, એટલે બચવા પામ્યો.

પોતાની પાછળ કુમારપાળ ગાદીએ ના બેસે એવી સિદ્ધરાજની ખાસ ઈચ્છા હતી. તેથી કુમારપાળને પકડી મારી નાખવા એણે બહુજ તજવીજ કરી.

કુમારપાળની એક બ્હેનના લગ્ન સિદ્ધરાજના સેનાપતિ કહાનદેવ સાથે થયા હતા. કહાનદેવે કુમારપાળને સલાહ આપી કે તમે ગુજરાત છોડી નાશી જાઓ. પાટણની હું તમને ખબર આપતો રહીશ. આથી પોતાના કુટુંબને દેથળીમાં મુકી કુમારપાળ જટા ધારી બાવાનો વેશ લઈ ઠેકાણે ઠેકાણે ભટકવા લાગ્યો. એક વખત પાટણમાં શું બને છે તે જોવાની ઈચ્છાથી બ્રાહ્મણનો વેશ લઈ તે પાટણ આવ્યો. સિદ્ધરાજે બ્રાહ્મણોને મહેલમાં જમવા તેડ્યાં હતાં. તેમાં તે પણ ગયો. પણ કોઈએ એને ઓળખ્યો અને સિદ્ધરાજ તેને પકડી મંગાવવાની તૈયારી કરતો હતો. એવામાં એના

એક મળતીયાએ આંખના ઈસારાથી તેને ચેતાવી દીધો એટલે તે એકદમ સટકી ગયો. સિદ્ધરાજે તેને પકડવા પોતાના સિપાઇઓને દોડાવ્યા. ભીમસીંહ નામના એક ખેડુતે કાંટાના ઢગલામાં એને સંતાડી બચાવ્યો. સિદ્ધરાજના સિપાઈ-ઓના ગયા પછી ભીમસિંહે તેને બહાર કાઢ્યો. તે વખતે તેના આખા શરીરમાંથી લોહી વહેતું હતું. ભીમસિંહનો ઉપકાર માની અને વખત આવે બદલો વાળવાનું વચન આપી તે પોતાના કુટુંબને મળવા દેથળી ગયો. રસ્તામાં દેવસિંહ નામના વણીકની પુત્રી દેવશ્રી પોતાને પિયેર જતી હતી, તેનો રથ એને મળ્યો. કુમારપાળનો દેખાવ જોઈ એ બાઇને તેનાપર અત્યંત દયા આવી. તેને પોતાના રથમાં બેસાડી તેને ખાવાપીવાનું આપી તેની આગતા સ્વાગતા કરી. કુમારપાળે પોતાની ઓળખાણ આપી ભવિષ્યમાં તેને બ્હેન તરીકે ગણી આ ઉપકારનો બદલો વાળવાનું તેને વચન આપ્યું. કુમારપાળ દેથળી પહોંચ્યો ને એકાદ બે દિવસ રહ્યો એટલામાં સિદ્ધરાજના સૈન્યે ત્યાં આવી ગામને ઘેરો ઘાલ્યો. કુમાર-પાળને આ વખતે દેથળીના કુંભાર સજ્જને પોતાની ઇંટોની ભઠ્ઠીમાં સંતાડી બચાવ્યો. રાજાનું લશ્કર પુષ્કળ શોધ કરી પાછું ગયું. ત્યારેજ કુંભારે તેને બહાર કાઢ્યો. પોતાના એક બ્રાહ્મણમિત્રની સલાહથી કુમારપાળ પોતાના કુટુંબને ઉજ્જન મુકી પોતે આ બ્રાહ્મણ મિત્રની સાથે ગામેગામ ભટકી ભીખમાંગી પોતાનું પુરૂ કરવા લાગ્યો. આમ રખડતાં રખડતાં તેઓ સ્થંભતીર્થ (ખંભાત) આવી પહોંચ્યાં. ખંભાતમાં

પ્રખ્યાત જૈન સાધુ હેમાચાર્ય તથા સિદ્ધરાજના મંત્રી ઉદયને તેને આશરો આપ્યો. તે ગુપ્ત વેષે સ્થંભતીર્થમાં ઉદયન-મંત્રીને ઘેર રહ્યો. સિદ્ધરાજને એ વાતની ખબર પડી. એટલે તેને પકડવાને ત્યાં સૈન્ય મોકલ્યું. મધરાતે તે ઉદયનમંત્રીને ઘેરથી નાસી હેમાચાર્યના અપાસરામાં ગયો. હેમાચાર્યે તેને ભોંયરામાં પુસ્તકોના ભંડારતળે સંતાડી બચાવ્યો. સિધ્ધરાજના સૈન્યે આખા નગરમાં શોધ કરી પણ કુમારપાળ જડ્યો નહિ. તેથી તે થાકી પાછું ગયું.

સૈન્યના ગયા પછી કુમારપાળે ભોંયરામાંથી બહાર નીસરી મંત્રી તથા હેમાચાર્યનો ઉપકાર માન્યો. હેમાચાર્યે તેનું ભવિષ્ય જોઇ તેને ખાત્રી આપી કે, "તમે જરૂર ગુજરાતના રાજા થશો" કુમારપાળે પ્રતિજ્ઞા લીધી કે હું ગુજરાતનો રાજા થાઉં તો જૈન ધર્મ અંગીકાર કરૂં. પછી તે બંનેની રજા લઈ સ્થંભતીર્થથી ચાલી ગયો. ભટકતાં ભટકતાં ઉજ્જેન આવી પહોંચ્યો ને ત્યાં રહ્યો. ઉજ્જેનમાં સિદ્ધરાજની માંદ-ગીની ખબર મળતાં ગુપ્તવેષે કુટુંબસાથે છાનોમાનો શ્રીસ્થળ ( સિદ્ધપુર ) આવીને રહ્યો. ત્યાંથી ગુપ્ત વેષે એકલો પાટણ જઈ પોતાના બનેવી કૃષ્ણદેવને મળ્યો. એવામાં સિદ્ધરાજનું મરણ થયું.

રાજ્યમાં કુમારપાળના પક્ષના અને એની વિરૂધ્ધના એમ બે પક્ષો હતા. પણ છેવટે તેના બનેવી તથા ઉદયન્ મંત્રીની મદદથી કુમારપાળને રાજ્ય મળ્યું. આ વખતે તેની ઉમ્મર પચાસ વર્ષની હતી. રાજા થયા પછી પોતાની દુઃખી અવ-

સ્થામાં જેમણે તેને મદદ કરી હતી, તે બધાનો એને સારો બદલો વાળ્યો.

ગાદીએ બેઠા પછી તરતજ તેણે જાહેર રીતે જૈન ધર્મ સ્વીકાર્યો. તો પણ શૈવધર્મ પર તેણે બીલકુલ વિરોધ દર્શાવ્યો નહીં. બંને ધર્મનું તે સરખી રીતે પોષણ કરતો હતો.

મહમૂદ ગીઝનીએ નાશ કરેલું સોમનાથનું દેવળ તેણે ફરીથી બંધાવ્યું. દેવળ બંધાઈ રહ્યું એટલે રાજા પોતે હેમાચાર્યને સાથે લઈ સોમનાથની જાત્રા કરવા નીકળ્યો. દેવળના પગથીઆં આગળ રાજાએ લાંબા થઇ મહાદેવને નમસ્કાર કર્યા. પછી મહાદેવની પુજા કરી પોતાના વજન જેટલું રૂપાનું નાણું અને તે ઉપરાંત હાથી, ઘોડા, સોનું, ચાંદી વગેરેનું દાન કરી તે અણહિલપુર પાછો ગયો. કુમારપાળે ઘણા જૈન દેવળો પણ બંધાવ્યા છે. તેમાં ખાસ કરીને એક પાટણમાં મુશક વિહાર અને હેમાચાર્યની જન્મભૂમિ ધંધુકામાં ગોલિકા વિહાર એ જાણવા જોગ છે.

કુમારપાળ ગાદીએ બેઠા પછી તેના બનેવી અર્ણોરાજ જે નાગોર* અથવા સાંભર*નો રાજા હતો, તેણે ગુજરાત ઉપર ચઢાઈ કરી. પણ કુમારપાળે તેને સખત હરાવ્યો. પોતાનો બનેવી થતો હતો તેટલા ખાતરજ એને જીવતો રહેવા દીધો. અર્ણોરાજે તેના બહુજ કાલાવાલા કર્યા ત્યારેજ કુમારપાળે તેને પોતાનો ખંડીયો રાજા બનાવી ગાદી પાછી સોંપી. માળ-

* હાલનું અજમેર.

વાના રાજા બલ્લાળે પણ કુમારપાળ ઉપર ચઢાઇ કરી; પણ કુમારપાળે એને હરાવી પોતાના તાબાનો ખંડીઓ રાજા બનાવ્યો. પોતાના સરદાર આમ્બંડ જે તેના મંત્રી ઉદયનનો પુત્ર થતો હતો તેને મોટું લશ્કર આપી કોંકણના રાજા મલ્લિકાર્જુન ઉપર ચઢાઇ કરવા કુમારપાળે મોકલ્યો. એક વાર તે હારી પાછો આવ્યો. પણ કુમારપાળે એને હિંમ્મત આપી બીજી વાર મોકલ્યો. બીજી વાર આમ્બડે મોટી જીત મેળવી. કોંકણના રાજા મલ્લિકાર્જુનને તેણે હરાવી મારી નાંખ્યો. તેની રાજધાની લુંટી લીધી અને તેના માથાને સોનાથી મઢાવી તે પોતાની સાથે લાવ્યો. કુમારપાળે બહુ સારી રીતે રાજ્ય કરી પ્રજાની પ્રીતિ સંપાદન કરી. તેમ સિદ્ધરાજની માફક પરદેશી રાજાઓને જીતી લઈ આખા ભરતખંડમાં ગુજરાતની વીરહાંક વગડાવી. તે સિદ્ધરાજ જેવો શુરવીર અને પરદુ:ખભંજન રાજા હતો. પણ સિદ્ધરાજમાં જે બે મહાન્ દોષો હતા તે એનામાં નહોતા.

આ શુરો અને ભલો રાજા ૩૦ વર્ષ રાજ કરી ૮૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૧૭૪માં મરણ પામ્યો. એમ કહેવાય છે કે એના ભત્રિજા અજેપાળે એને ઝેર દઈ મારી નાંખ્યો હતો.

---

## વાર્તા ૨૧

## હેમાચાર્ય.

હેમાચાર્યનો જન્મ સંવત ૧૧૪૫ ( ઈ. સ. ૧૦૮૯ ) ના કાર્તિક સુદ પુનેમને દિવસે ધંધુકા ગામમાં થયો હતો. તેમનું

બાળપણનું નામ ચાંગદેવ હતું. તેમના પિતાનું નામ ચાચિંગ હતું. અને માનું નામ પાહિની હતું. તેઓ જ્ઞાતીએ મોઢ વાણીઆ હતા. એક વખત જ્યારે ચાંગદેવની ઉમ્મર પાંચ વર્ષની હતી ત્યારે દેવચંદ્ર આચાર્ય નામે એક જૈન સૂરી ધંધુકામાં આવ્યા હતા. ચાંગદેવની મા પોતાના બાળકને લઈ સૂરીના દર્શન કરવાને ગઈ. બાળપણના ચપળ સ્વભાવને લીધે ચાંગદેવ રમતો રમતો આચાર્યની ગાદીપર બેસી ગયો. તેની આ હિંમત તથા અંગના લક્ષણો જોઈ આચાર્યને લાગ્યું કે જો આ બાળક દીક્ષા લે તો તે મહાન ધર્મગુરૂ થાય. બીજે દિવસે આચાર્ય સંઘને એકઠો કરી સાથે લઈ ચાચિંગ વાણીઆને ઘેર ગયા. આ વખતે ચાચિંગ ઘરમાં નહોતો. તેની સ્ત્રી એકલીજ ઘરમાં હતી. તેણે આચાર્ય તથા સંઘનો સારો આદરસત્કાર કર્યો. આચાર્યે માપાસે દીકરાની ભીક્ષા માંગી. માએ પોતાના ધણીને પુછવાની પણ રાહ ના જોતાં આચાર્યને બાળક સોંપી દીધો. આચાર્ય બાળકને લઈ કર્ણાવતી આવ્યા. ચાચિંગ વાણીઓ ઘેર આવ્યો ત્યારે તેને ખબર પડી કે તેની સ્ત્રીએ છોકરાને આપી દીધો છે. આથી તે બહુજ ગુસ્સે થયો. પુત્રને ખોળતો ખોળતો તે કર્ણાવતી આવ્યો. અને આચાર્ય પાસે છોકરો પાછો માંગ્યો. પરંતુ ઉદયનમંત્રી તથા બીજા જૈનોના સમજાવ્યાથી તેણે પોતાના પુત્રને આચાર્ય પાસે રહેવા દીધો.

આઠ વર્ષની ઉંમરે ચાંગદેવને દીક્ષા આપવામાં આવી. આ વખતે દેવચંદ્રઆચાર્યે તેનું નામ બદલી સોમદેવ નામ પાડ્યું. નાનપણમાંજ અજાયબી જેવું બુદ્ધિબળ બતાવી

તેણે મહાન્ વિદ્વત્તા પ્રાપ્ત કરી, બધાને ચકિત કરી નાંખ્યા. આથી એમનું નામ હેમચંદ્ર ( સોનાનો ચંદ્ર ) પાડવામાં આવ્યું. અને ઇતિહાસમાં તે હેમાચાર્યના નામથી પ્રખ્યાત છે. એકવીસ વર્ષની ઉંમરે હેમચંદ્રે સર્વે શાસ્ત્રમાં પ્રવીણતા મેળવી, આચાર્યપદ પ્રાપ્ત કર્યું. તેમની વિદ્વત્તા તથા બુદ્ધિબળને લીધે સિદ્ધરાજના દરબારમાં તેમનું બહુજ માન હતું. તેમણે વ્યાકરણનું એક અતી વિદ્વત્તા ભરેલું પુસ્તક રચ્યું છે. આ પુસ્તકને હાથીપર મુકાવી સિદ્ધરાજે તેનો વરઘોડો કાઢી આખા પાટણ શહેરમાં ફેરવ્યો હતો. એ પુસ્તક સાથે તેમણે પોતાનું તથા સિદ્ધરાજનું નામ જોડી પુસ્તકનું નામ સિદ્ધહૈમ પાડ્યું છે. આ ઉપરાંત તેમણે બીજાં ઘણાં પુસ્તકો રચ્યાં છે. ખાસ કરીને તેમનો જૈન સાધુઓના જીવન ચરિત્રનો ગ્રંથ બહુ પ્રખ્યાત છે. આપણી ગુજરાતી ભાષામાં હેમાચાર્ય આદી લેખક છે. તેઓ જ્યોતિષશાસ્ત્રમાં પણ પ્રવીણ હતા. અને તેમણે ભવિષ્ય ભાખ્યું હતું કે કુમારપાળ ગુજરાતનો રાજા થશે. કુમારપાળની હેમાચાર્યપર અત્યંત શ્રદ્ધા હતી. અને તેમની અસરથી તેણે જૈનધર્મ સ્વીકાર્યો હતો. હેમાચાર્યની અદ્ભુત શક્તિની અને તેમણે કરેલાં ચમત્કારીક કામોની ગુજરાતમાં અનેક વાતો ચાલે છે. એમના **મરણ** સંબંધી પણ અનેક ખરી ખોટી વાતો ચાલે છે. તેમનું મરણ સંવત ૧૨૨૯ ( ઇ. સ. ૧૧૭૨ )માં ૮૪ વર્ષની ઉમ્મરે થયું.

---

## વાર્તા ૨૨.

## અજયપાળ અને બાળ મૂળરાજ.

કુમારપાળને પુત્ર ન હોવાથી તેનો ભત્રિજો અજયપાળ ગાદીપર આવ્યો તે ધર્માંધ તથા ઘાતકી હતો. કુમારપાળે બંધાવેલા કેટલાંક જૈન દેવાલયોનો તેણે નાશ કર્યો. તેમ કુમારપાળના વખતના પ્રધાનો તથા સરદારોને તેણે બહુ ઘાતકી રીતે મારી નંખાવ્યા. એની આવી વર્તણુંકને લીધે તે લાંબો વખત રાજ્ય કરવા પામ્યો નહિ. ત્રણ વર્ષ રાજ્ય કર્યા પછી એનાજ મહેલના દ્વારપાળ વિજયદેવે તેના પેટમાં કટાર મારી તેનો જીવ લીધો. એના મરણ પછી એનો કુંવર મૂળરાજ ગાદીએ બેઠો. ઇતિહાસમાં તે મૂળરાજ બીજો કે બાળમૂળરાજના નામથી ઓળખાય છે. એણે માત્ર બેજ વર્ષ રાજ્ય કર્યું છે. એની ઉંમર નાની હોવાથી એની મા નાયકાદેવી તથા એનો કાકો ભીમદેવ રાજકારભાર ચલાવતા હતા. એના વખતમાં ગીઝનીના બાદશાહ શાહબુદ્દીન ઘોરીએ ગુજરાતપર ચઢાઈ કરી. પણ બાળરાજાના કાકા શુરા ભીમદેવે તેને હરાવી નસાડી મુક્યો. આ બાળરાજાનું મૃત્યુ થયા પછી તેનો કાકો ભીમદેવ ગાદીએ બેઠો.



મહમૂદ શાહબુદીન ઘોરી.

## વાર્તા ૨૩.

## ભોળો ભીમદેવ અને પથ્વીરાજ ચૌહાણ.

ભીમદેવ બીજો ઈતિહાસમાં ભોળા ભીમના નામથી ઓળખાય છે; કારણ કે તે બહુ શુરો પણ કાચા કાનનો અને અવિચારી હતો. આ વખતે હિંદુસ્તાનના રજપુત રાજાઓના માથા ઉપર એક મોટું સંકટનું વાદળું ઘેરાયેલું હતું. અફ્ઘાનીસ્તાનનો બાદશાહ શાહબુદીન ઘોરી હિંદુસ્તાનના રજપુત રાજાઓને તાબે કરી આપણા દેશમાં અફગાનોનું રાજ્ય સ્થાપવા તલ્પી રહ્યો હતો. કાબુલીઓની સ્હામા એકત્ર થઈ લડવાને બદલે રજપુત રાજાઓ માંહોમાંહે લડી નબળા પડી ગયા. અને તેથી અફ્ઘાનીસ્તાનનો રાજા શાહબુદીન ફાવી ગયો. અને હિંદુસ્તાનમાં અફગાન રાજ્યની શરૂઆત થઈ.



પૃથ્વીરાજ ચોહાણ.

રજપુતોની આ માંહોમાંહેની લડાઈ નો મોટો દોષ ભોળા ભીમને માથે છે. ભોળા ભીમને બદલે ગુજરાતમાં આ વખતે કુમારપાળ જેવો ડાહ્યો અને ચતુર રાજા હોત તો આખા હિંદુસ્તાનની પાયમાલી થતી અટકત.

આ વખતે આબુમાં જેતસિંહ પરમાર નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેની કુંવરી ઈચ્છિન-કુંમારી બહુજ સુંદર

 તી. એ કુંવરીનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વર ચૌહાણના ીકરા પૃથ્વીરાજ સાથે કરવામાં આવ્યો હતો. છતાં ભોળા ભીમને ની સાથે લગ્ન કરવાની ઈચ્છા થઈ. તેથી તેણે પોતાના સરદાર મમરસિંહને કુંવરીનું માંગુ કરવા મોકલ્યો. રાજા જેતસિંહે તેને ાંચ દિવસ સુધી પોતાને ત્યાં રાખ્યો, એની સારી ખાતર બરાસ કરી અને સભ્યતાપૂર્વક જવાબ કહાવ્યો કે કુંવરીનો વેવાહ અજમેરના રાજા સોમેશ્વરના કુંવર પૃથ્વીરાજ સાથે કરામાં આવ્યો છે. એટલે તે વિવાહ તોડી નાંખી ભીમદેવને કન્યા આપી શકાય એમ નથી. આ જવાબ લઈ અમરસિંહ અણહિલાડ પાછો ગયો. પરંતુ પોતાનું માંગુ ના સ્વીકારવામાં આવ્યું ે જાણી ભીમદેવને અત્યંત ક્રોધ ચઢ્યો. મોટું લશ્કર તૈયાર ારી ભીમદેવે આબુપર ચઢાઈ કરી. આબુના રાજાએ કુંવરીને ોતાને સાસરે અજમેર મોકલી દીધી, અને ભીમસામે લડવાને ોમેશ્વર તથા પૃથ્વીરાજની મદદ માંગી. સોમેશ્વરનો દીકરો ૃથ્વીરાજ એક જબરૂં લશ્કર લઈ આબુના રાજાની મદદે આવી પહોંચ્યો. ભોળા ભીમદેવ અને આબુપતિ વચ્ચે યંકર લડાઈ થઈ, તેમાં આબુના રાજાની હાર થઈ. ભીમવના કેટલાક ડાહ્યા સુભટોએ તેને સલાહ આપી કે આટલેીજ લડાઈ બંધ કરી અણહિલપુર પાછા જવું ડહાપણ ભરેલું છે. કારણ કે કાબુલીઓની સામે લડવા માટે રજપુત રાજાઓએ સંપસંપીને બળ એકઠું કરવાની જરૂર છે. પણ હઠીલા ભીમે આ ડાહી સલાહ માની નહિ. તેનો વિચાર અજમેર જઈ ઈચ્છન-કુંમારીને પકડી લાવવાનો હતો. અને ચૌહાણોએ

આબુપતિને મદદ કરી એટલે તેમની સાથે લડવાનો હતો. આથી આબુથી તે બારોબાર અજમેર ગયો. પણ અજમેરના રાજકુંવર શુરા પૃથ્વીરાજે ભીમદેવને હરાવી લડાઈમાં તેનો એક હાથ કાપી નાંખી તેને પાછો હઠાવ્યો.

આ હારથી ભીમ બહુજ ઉસ્કેરાઈ ગયો તો હતો એવામાં ચૌહાણો સાથે લડાઈ કરવાનું બીજું કારણ મળી આવ્યું.

ભીમના કાકા સારંગદેવને સાત દીકરા હતા. તેઓ બહુ બહાદુર હતા. પણ કાંઈ કારણથી ભીમદેવસાથે તેમને અણબનાવ થયો. અને તેઓ બહારવટે નીકળી પડ્યા. ઘણો વખત તેમણે સોરઠમાં લુંટફાટ કરીને ધીમે ધીમે એટલો ત્રાસ વરતાવ્યો કે ભીમદેવને જાતે સોરઠ જવું પડ્યું. તેઓ સોરઠમાંથી નાસી અજમેર જઈ સોમેશ્વર તથા પૃથ્વીરાજને આશરે જઈ રહ્યા. ત્યાં કાંઈ કારણથી ઝગડો થયો અને અજમેરના ચૌહાણોએ આ સાતે ભાઈઓને મારી નાંખ્યા.

પોતાના પિત્રાઈ ભાઈઓને ચૌહાણોએ મારી નાંખ્યા એ ખબર અણહિલવાડમાં આવી એટલે બળતામાં ઘી હોમાયું. ભીમદેવ બીજી વાર ઘણુંજ મોટું લશ્કર લઈ અજમેરપર ચઢાઈ કરી. આ વખતે પૃથ્વીરાજ અજમેરમાં ન હોતો પણ પોતાની માના બાપના વારસ તરીકે દિલ્હીની ગાદીપર બેઠો હતો. પૃથ્વીરાજનો બાપ સોમેશ્વર ભીમદેવની સામે લડવા આવ્યો. જબરી લડાઈ થઈ તેમાં ચૌહાણોની સખત હાર થઈને સોમેશ્વર મરાયો. ભીમ જીત કરી અણહિલવાડ પાછો આવ્યો.

પૃથ્વીરાજને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેને બહુજ શોક થયો. બાર દિવસ સુધી તો તે ભોંય પરજ સૂઈ રહ્યો. પિતાનું વેર વાળ્યા વિના પાઘડી બાંધવી નહિ એવું તેણે પણ લીધું. બાપનો દહાડોપાણી કરી મોટું સૈન્ય એકઠું કરી તેણે ગુજરાતપર ચઢાઈ કરી. ભીમદેવને આ ચઢાઈની ખબર પડી એટલે તેણે પણ પોતાના સર્વે સામંતો તથા ખંડીઆ રાજાઓને એકઠા કરી લડાઈની તૈયારીઓ કરી. ભીમ અને પૃથ્વીરાજ વચ્ચે જબરૂં યુદ્ધ થયું. એમાં ભીમદેવ હાર્યો. પૃથ્વીરાજ જયપત્ર લખાવી દિલ્હી તરફ પાછો ગયો.

---

## વાર્તા ૨૪.

## ભીમદેવ અને કાબુલીઓ.

અફઘાનીસ્તાન કે કાબુલના રાજા મહમ્મદ શાહબુદીન ઘોરીને બાળ મૂળરાજના વખતમાં ભીમદેવે હરાવી નસાડી મુક્યો હતો, એ તમે વાંચી ગયા છો. કાબુલીઓને જેવી રીતે ગુજરાતમાંથી હરાવી નસાડવામાં આવ્યા હતા તેવીજ રીતે તેમને દિલ્હી તથા અજમેરમાંથી પણ પૃથ્વીરાજે ઘણીવાર નસાડી મુક્યા હતા. પણ રજપુત રાજાઓ માંહોમાંહે લઢી નબળા પડી ગયા હતા. તેનો લાભ લઈ કાબુલીઓએ ફરીથી હિંદુસ્તાન પર ચઢાઈ કરી. અને દિલ્હી, અજમેર, કનોજ વગેરે મુલકો જીતી લીધા. અફઘાનીસ્તાનના બાદશાહ શાહબુદીન ઘોરીના સરદાર કુતુબુદીને ગુજરાતપર પણ ચઢાઈ કરી. કુતુબુદીને ભીમદેવને હરાવી

પોતાના ઉપરીએ પહેલા ભીમદેવને હાથે હાર ખાધી હતી તેનું વેર લીધું. કુતુબદ્દીન ગુજરાત જીતી લઈ ત્યાં લુંટફાટ ચલાવતો હતો, એવામાં તેને દિલ્હી પાછા ફરવાનો હુકમ મળ્યો. એના ગયા પછી ભીમદેવે ગુજરાત પાછું લઈ લીધું. અને બીજા રાજાઓની સાથે મળી જઈ કાબુલીઓ પાસેથી અજમેર પણ પાછું લઈ લેવાનો વિચાર કર્યો. કુતુબદ્દીનને આ વાતની ખબર પડતાં તે દિલ્હીથી અજમેર તરફ આવવા નીકળ્યો. રજપુતો અને કાબુલીઓ વચ્ચે ફરી પાછી લઢાઈ થઈ તેમાં કાબુલીઓની હાર થઈ. કુતુબુદ્દીન ઘાયલ થઈ અજમેર નાસી ગયો. અને રજપુત સૈન્યે અજમેરને ઘેરો ઘાલ્યો. ગીઝનીમાં શાહબુદ્દીન ઘોરીને આ વાતની ખબર પડતાં. તેણે કુતુબુદ્દીનની મદદે મોટું લશ્કર મોકલ્યું. તે લશ્કરની મદદે કુતુબુદ્દીને રજપુતોને હરાવ્યા ને ભીમદેવની પાછળ પડી ઠેઠ અણહિલવાડ સુધી આવી પહોંચ્યો. ભીમદેવ નાસી ગયો અને કાબુલીઓએ ફરી એક વાર ગુજરાતનો કબજો લીધો. પણ તરતજ પોતાના બાદશાહનું મરણ થવાથી તેને પાછા જવું પડ્યું.


કુતુબુદ્દીન.

---

## વાર્તા ૨૫.

# સોલંકીઓની પડતી.

કુતુબુદીનના પાછા ગયા પછી ભીમદેવે અણહિલપુર આવી ફરી ગાદી મેળવી. પરંતુ વારંવાર ચાલતી લડાઈઓને લીધે તે નબળો પડી ગયો હતો. ઘડપણને લીધે એનામાં પહેલા જેવી શક્તિપણ રહી નહોતી. એના રજપુત સરદારો પણ ગુજરાતના નાના નાના ભાગો બથાવી પડવા લાગ્યા. કોઈ હવે એને ગાંઠતુ નહોતું. એવામાં ઈ. સ. ૧૨૪૧ માં એનું મરણ થયું. એના મરણપછી એનો દીકરો ત્રિભુવનપાળ ગાદીએ બેઠો પણ તરતજ ધોળકાના રાણા વિશળદેવ વાઘેલાએ તેને ગાદી પરથી ઉઠાડી મુક્યો. અને પોતે રાજા થયો. આ રીતે સોલંકી વંશનો અંત આવ્યો. ભોળા ભીમદેવ અને બાળ મૂળરાજના સમયમાં ગુજ-રાતીઓએ સમુદ્ર પ્રયાણ કરી જાવા વગેરે ઠેકાણે સંસ્થાનો સ્થાપેલાં છે.

---

# પ્રકરણ ૩ જું.

## વાર્તા ૨૬.

## વીરધવળ વાઘેલો

વાઘેલા વંશનો મૂળ પુરૂષ અર્ણોરાજ હતો. તે કુમારપાળની માસીનો દીકરો થાય. સંકટસમયે અર્ણોરાજે કુમારપાળને સારી મદદ કરી હતી. તેથી કુમારપાળે તેને અણહિલવાડથી દશ પંદર માઇલને છેટે વાઘેલ નામનું ગામ બક્ષીસ આપ્યું હતું. ને તેને પોતાનો એક સામંત બનાવી પોતાના અંગરક્ષક તરીકે અણહિલવાડમાં રાખતો હતો. આ ગામ ઉપરથી અર્ણોરાજના વંશજો વાઘેલા કહેવાય છે. વાઘેલ ઉપરાંત અર્ણોરાજે પોતાના બાપ ધવલના નામ ઉપરથી ધવલગઢ નામનું નવું ગામ વસાવી તેને પોતાની ગાદીની જગ્યા ઠરાવી. એ ધવલગઢ આજે ધોળકાના નામથી ઓળખાય છે.

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ ભોળા ભીમનો પ્રધાન હતો. તે બહાદુર લઢવૈયો હતો. પાછળથી ભોળા ભીમદેવ જોડે અણબનાવ થયો તેથી તે અણહિલવાડ છોડી પોતાની જાગીર ધોળકામાં રહેવા લાગ્યો. લવણપ્રસાદના પુત્રનું નામ વીરધવલ હતું. એ એના બાપના કરતાં પણ વધારે ચાલાક અને બહાદુર હતો. લવણપ્રસાદે તેને પોતાની હયાતીમાંજ રાજ્ય-કારભાર સોંપી દીધો હતો. વીરધવળે વસ્તુપાળ તથા તેજ-

પાળ નામના બે બહાદુર અને ચતુર વાણીઆઓને પોતાના પ્રધાનો નીમ્યા હતા. આ વીરધવળ પૃથ્વીરાજ સામેની લઢાઈમાં ભોળા ભીમદેવ તરફથી લઢવામાં હતો. અને તેની બહાદુરીના પૃથ્વીરાજના કવિ ચંદબારોટે પણ પોતાના પુસ્તક પૃથ્વીરાજરાસામાં પુષ્કળ વખાણ કર્યા છે. લવણપ્રસાદ તથા વીરધવળ ધારત તો ભોળા ભીમને ગાદીપરથી ઉઠાડી મુકી આખા ગુજરાતની ગાદી લઈ શકત. પરંતુ બે આંખની શરમને લીધે તેઓ ભીમદેવની સામે ખુલ્લી રીતે બહાર પડ્યા નહિ. તેમ પોતે ઘણો મુલક જીતી લીધો. તોપણ પોતાની જાતને રાજા કહેવડાવતા નહિ. ભોળા ભીમની નબળાઇનો લાભ લઈ ઘણા ખંડીઆ રાજાઓ અને જાગીરદારો સ્વતંત્ર થઈ ગયા. તે પ્રમાણે લવણપ્રસાદ પણ સ્વતંત્ર થઈ ગયો. તેને તથા તેના પુત્રે આજુબાજુના પુષ્કળ મુલકો જીતી લઈ અણહિલવાડ કરતાંપણ વધારે વિસ્તારવાળું ને જબરૂં રાજ્ય સ્થાપ્યું. પ્રથમ તો ભોળા ભીમના ખંડીઆ રાજાને જીતી લઈ બધાને પોતાના ખંડીઆ રાજાઓ બનાવ્યા. પછીથી વીરધવળ અને તેજપાળે સૌરાષ્ટ્ર પર ચઢાઈ કરી. સૌરાષ્ટ્રની રાજધાની વામસ્થળી પાસે આવી પહોંચ્યા. વામસ્થળીમાં વીરધવળના સાળાઓ સાંગણ અને ચામૂંડ રાજ્ય કરતા હતા. તેમને હરાવી વીરધવળે સૌરાષ્ટ્ર જીતી લીધું અને ત્યાંથી પુષ્કળ દ્રવ્ય લઈ તેઓ ધોળકે પાછા આવ્યા. ત્યાર પછી વીરધવળે પૂર્વ ગુજરાત-પર ચઢાઈ કરી. ગોધ્રાનો રાજા ઘુંઘળ બહુ દુરાચારી હતો. અને જે વણજારાઓ ગુજરાતના બંદરોએ માલ લાવતા તે લુંટી લેતો

હતો. વીરધવળે તેને લુંટારાનો ધંધો બંદ કરી ધોળકે આવી નમવાનું કહેણ મોકલ્યું. આના જવાબમાં ધુંધળે એક કાજળની દાબડી અને એક સાડી વીરધવળ પર મોકલી. અને કહેવડાવ્યું કે "હું તમને એક સ્ત્રી જેવા લેખું છું તેથી તમારે માટે મ્હેં આ બક્ષીસો મોકલાવી છે." આ અપમાનનું વેર લેવા વીરધવળે તેજપાળને એક મોટું સૈન્ય આપી ગોધ્રા તરફ મોકલ્યો. તેજપાળે ધુંધળને હરાવી કેદ પકડી ધોળકે આણ્યો. વીરધવળે તેને તેની મોકલેલી સાડી પહેરાવી તથા કાજળની દાબડી કોટે બાંધી ભરી સભામાં આણ્યો. આ ફજેતી સહન ન થવાથી ધુંધળ જીભ કરડી અપઘાત કરી મરણ પામ્યો. વીરધવળે ખંભાતના અખાતના પ્રખ્યાત ચાંચીઆ શંખને અને દેવગીરીના રાજા સિંઘણને હરાવી નમાવ્યા હતા.

વાર્તા ૨૭.

## વીરધવળ અને દિલ્હીનો બાદશાહ મુઈઝુદ્દીન.

વીરધવળ બહાદુર અને હોંશીઆર હતો. તેની પાસે વસ્તુપાળ અને તેજપાળ જેવા શુરા અને કુશળ મંત્રીઓ હતા. તોપણ તેને દિલ્હીના મુસલમાન બાદશાહની બહુ બીક લાગતી હતી. એકવાર દિલ્હીના બાદશાહ મુઈઝુદ્દીને મોટું લશ્કર લઈ ગુજરાત પર ચઢાઈ કરી. આ ખબર સાંભળી વીરધવળ ગભરાઈ ગયો. પણ તેના પ્રધાન વસ્તુપાળે તેને હિંમત આપી, અને કહ્યું "મુસલમાન સામે લડવા હું જાઉં છું." એક લાખ માણસનું લશ્કર લઈ

વસ્તુપાળ સામો ગયો અને આબુના રાજાની મદદ લઈ બાદશાહના લશ્કરને હરાવી નસાડી મુક્યું. દિલ્હીના બાદશાહના લશ્કરને એકવાર હરાવી નસાડી મુક્યું તોપણ વીરધવળના મનમાંથી તે બાદશાહનો ડર ગયો નહિ.

એક વખત એવું બન્યું કે બાદશાહની મા મક્કે હજ* કરવાસારૂ ગુજરાતના વહાણમાં બેસવા આવી. વસ્તુપાળે યુક્તિ કરી ચાંચિયા લોકો પાસે તેનું વહાણ લુંટાવ્યું. પછી જ્યારે તેની પાસે ફરીયાદ આવી ત્યારે ચાંચિયાઓને પકડી બધો માલ પાછો અપાવ્યો. અને બાદશાહની માની બહુજ સારી બરદાસ કરી. ને હજને માટે બધી ગોઠવણ કરી આપી. હજ કરીને બાદશાહની મા પાછી આવી ત્યારે પણ તેની બહુજ સારી બરદાસ કરી અને તેને ગુજરાતની સરહદની બહાર સહી સલામત પહોંચાડી. બાદશાહની માએ દિલ્હી જઈ પોતાના દિકરાને બધી વાત કહી. તે ઉપરથી બાદશાહે વસ્તુપાળને દિલ્હી બોલાવી તેનો ઉપકાર માન્યો. અને તે જે ઈનામ માગે તે આપવા કબુલ કર્યું. વસ્તુપાળે પોતાને માટે કંઈ ઈનામ ન માગતાં એટલુંજ માગ્યું કે બાદશાહે કોઈ પણ દિવસ ગુજરાતપર ચઢાઈ ના કરવી. ધન્ય છે આવા દેશભક્ત અને વફાદાર પ્રધાનને !

---

* જાત્રાજવું.

## વાર્તા ૨૮.

## વસ્તુપાળ અને તેજપાળ.

વીરધવળના આ બે પ્રધાનોના નામ ગુજરાતના ઇતિહાસમાં બહુજ જાણીતા છે. તેઓ નાતે પોરવાડ વાણીઆ હતા ને જૈન ધર્મ પાળતા હતા. તેમના વડાવા અણહિલવાડમાં રહેતા હતા. તેમનો દાદો ચંડપ્રસાદ સિદ્ધરાજનો કોશાધિકારી (ખજાનચી) હતો. ચંડપ્રસાદના પુત્રનું નામ અશ્વરાજ હતું. અશ્વરાજની સ્ત્રીનું નામ કુમારદેવી હતું. કુમારદેવીને ત્રણ પુત્રો થયા. મલદેવ, વસ્તુપાળ, અને તેજપાળ. વસ્તુપાળ બહુજ વિદ્વાન અને બુદ્ધિવાન હતો. તેજપાળ ઘણો શુરવીર યોધ્ધો હતો. વીરધવળની લગભગ બધી લડાઈઓ તેજપાળેજ જીતી છે. એકવાર વસ્તુપાળ અને તેજપાળ જાત્રા કરવા નીકળ્યા. તેઓ ધોળકે આવીને ઉતર્યા. આ વખતે વીરધવળના મંત્રી ચાહડ સચીવે રાજાસાથે તેમની ઓળખાણ કરાવી. વીરધવળે તેમને અત્યંત માન સાથે પોતાના મહેલમાં રાખ્યા અને છેવટે પોતાનું પ્રધાનપદ આપ્યું. બંને ભાઇઓએ તે પદ સ્વીકાર્યું પણ રાજા પાસે એક સરત કરાવી. તેમણે કહ્યું "અમારીપાસે ત્રણ લાખની મીલકત છે. અમે તમને તે બતાવીશું અને તે લઈ અમે તમારા નગરમાં રહેવા આવીશું. કદાચ ભવિષ્યમાં તમારી અમારાપર ઈતરાજી થાય અને તમે અમને લુંટી લઈ કાઢી મુકો તે વખતે અમારી આ મીલકત લઇને અમને જવા દેવા." આ સાંભળી લવણપ્રસાદ તથા વીરધવળે તેમને હિંમત,

આપી તેમના માગ્યા મુજબ તેમને લેખી વચન આપ્યું. આ



આબુની પાસે દેલવાડામાં વસ્તુપાળ તેજપાળે બંધાવેલું જૈન દેવાલય.

બે ભાઈઓએ આબુ, ગિરનાર, અને શેત્રુંજા પહાડો ઉપર ઉત્તમ કારીગીરીવાળા રમણીય દહેરાં બંધાવેલાં છે. તેમાં આબુના દેવળો સૌથી વધારે સુંદર છે. તેની અંદરની બાજુનું કોતરણી કામ ઘણીજ ઉંચી કોટીનું છે. આ ઉપરાંત ગીરનાર-પર તેમણે રસકુપ નામની સુંદર વાવ બંધાવી છે. આ દહેરા બંધાવવામાં તેમણે કરોડો રૂપીઆ ખરચ્યા છે.

વાર્તા ૨૯.

## વિશળદેવ અને સોલંકી રાજ્યનો અંત.

વીરધવળના મરણ પછી તેનો બીજો દીકરો વિશળદેવ વસ્તુપાળની મદદથી ગાદીએ બેઠો. ગાદીએ બેઠા પછી તરતજ તેણે પોતાના બાપ તથા દાદાના વખતના ડાહ્યા તથા શુરા વણિક પ્રધાનોને રજા આપી અને નાગડ નામે બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવ્યો. વીરધવળે ગુજરાતનો ઘણો ભાગ જીતી લીધો હતો. ભોળા ભીમ તથા તેના દીકરા ત્રીભોવનપાળના રાજ્યની હદ ઘણીજ ટુંકી થઈ ગઈ હતી. તોપણ પોતાની હયાતીમાં વીરધવળે કોઈ દિવસ પાટણ ઉપર ચઢાઈ કરી નહિ. તેમ પોતાની જાતને કદી પણ ગુજરાતનો મહારાજા કહેવડાવતો નહિ. તે તો એમજ કહેતો કે હું તો અણહિલવાડના રાજાનો એક જાગીર-દાર છું. પરંતુ વીરધવળના મરણ પછી એના પુત્ર વિશળદેવે તરતજ પાટણ ઉપર ચઢાઈ કરી. ત્યાંના નબળા રાજા ત્રિભુવન-પાળને ગાદીપરથી ઉઠાડી મુક્યો, ને પોતે આખા ગુજરાતના

રાજાનું પદ ધારણ કર્યું. આ રીતે ત્રણસેં વરસ પછી સોલંકી વંશનો અંત આવ્યો ને ગુજરાતની ગાદી વાઘેલા વંશમાં ગઈ. વિશળદેવ વાઘેલા વંશનો પહેલો રાજા ગણાય છે. એણે બહુ સારી રીતે રાજ્ય કર્યું. તે ગાદીએ બેઠો કે તરતજ કર્ણાટકના રાજાએ પોતાની કુંવરીનો સ્વયંવર રચ્યો ને તેમાં હિંદુસ્તાનના બધા હિંદુ રાજાઓને આમંત્રણ કરવામાં આવ્યું. વિશળદેવ આ સ્વયંવરમાં ગયો હતો. રાજકુંવરીએ તેને વરમાળા આરોપી– અને ઘણા મોટા ડાઠમાઠથી તેના લગ્ન કરવામાં આવ્યાં. કાબુલી લોકોએ નાશ કરેલા ગુજરાતના બધા દહેરા એણે ફરી સમરાવ્યા. એણે વિશલનગર તથા ડભોઈનો કિલ્લો બંધાવ્યો. એના વખતમાં ગુજરાતમાં ત્રણ વર્ષ સુધી લાગલાગટ વરસાદ નહિ આવવાથી ભયંકર દુકાળ પડ્યો હતો. પણ આ દયાળુ રાજાએ બહુ સારી વ્યવસ્થા કરી એકપણ માણસ તથા ઢોરને મરવા દીધું નહિ. આ ભલા રાજાએ ઈ. સ. ૧૨૧૮ થી ૧૨૪૨ સુધી માત્ર ધોળકાની ગાદી ઉપર રાજ્ય કર્યું. અને ૧૨૪૩થી ૧૨૬૧ સુધી આખા ગુજરાતપર રાજ્ય કર્યું.

---

વાર્તા ૩૦.

## કરણ ઘેલો અને ગુજરાતમાં હિંદુ રાજ્યનો અંત

વિશળદેવના મરણ પછી વાઘેલા વંશના અરજુનદેવ તથા સારંગદેવ નામના બે રાજાઓ ગુજરાતની ગાદીપર આવ્યા. તેમના વખતમાં કંઈ જાણવાજોગ બનાવો બન્યા નથી. અણહિ-

લવાડની ગાદી ઉપર છેલ્લો હિંદુ રાજા કરણ ઘેલો ઈ. સ. ૧૨૯૫ માં બેઠો. તે શુરો પણ અવિચારી હોવાથી કરણ ઘેલાના નામથી ઓળખાય છે. કરણના પ્રધાનનું નામ માધવ હતું. તે નાતે નાગર હતો. તેના ભાઈનું નામ કેશવ હતું. તે મૂળ કચ્છનો રહેવાશી હતો. નોકરીની આશાએ તે અણહિલવાડ આવ્યો ને બુદ્ધિબળથી છેવટે પ્રધાનપદ પહોંચ્યો. માધવનો સ્વભાવ બહુ ખારીલો અને મમતી હતો. પોતાને લગારપણ નુકશાન કરનારનું વેરવાળ્યા વગર તે કદી રહેતોજ નહી. તેના ખારીલા સ્વભાવવિષે એક એવી વાત ચાલે છે કે એક વખત રસ્તે ચાલતાં એને એક કાંટાનું ઝરડું વળગ્યું. આ વખતે તેની પાસે કાંઈ હથીઆર ન હોવાથી તેણે હાથ વતી ઝરડું કાડી નાંખ્યું, અને પોતાને ઘેર ગયો. પણ ઘેરથી થોડી વારે એક કુવાડો લાવી આખા ઝરડાને તેણે થડ મૂળથી ઉખેડી નાખ્યું.

આ માધવ પ્રધાનની સ્ત્રીનું નામ રૂપસુંદરી હતું. તે બહુ રૂપાળી હતી. રાજા કરણના તે જોવામાં આવી. તેથી તેણે માધવને કાંઈ કામ બતાવી કચ્છ મોકલી દીધો. અને રૂપસુંદરીને પકડી આણવા પોતાના સીપાઈઓ મોકલ્યા. પોતાની ભાભીનો બચાવ કરવામાં તેનો ભાઈ કેશવ કપાઈ મુઓ. રાજાએ રૂપસુંદરીને બળાત્કારે પકડી પોતાના મહેલમાં રાખી. માધવને આ વાતની ખબર પડી કે તરતજ તે દિલ્હી ગયો. દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીને પુષ્કળ ઉશ્કેરી તેની પાસે ગુજરાત ઉપર ચઢાઈ કરાવી. કરણરાજા બહુજ બહાદુરીથી લઢ્યો પણ તેની હાર થઈ અને તે અણહિલવાડ છોડી દક્ષિણમાં

નાશક જીલ્લાના બાગલાણ ગામના કિલ્લામાં નાસી ગયો. ાતના હિંદુ રાજ્યનો આ રીતે અંત આવ્યો ને ગુજરાતમાં ીના મુસલમાન બાદશાહના અમલની શરૂઆત થઈ. કો જેવી રીતે કાકુએ પોતાના દેશપર પરદેશી રાજાપાસે



અલ્લાઉદ્દીન.

ચઢાઈ કરાવી દેશને પાયમાલ કર્યો હતો તેવીજ રીતે માધવેપણ ગુજરાતપર મુસલમાનોપાસે ચઢાઈ કરાવી, હિંદુ-રાજ્યનો નાશ કરાવ્યો ને પોતાની ભૂમીને પરતંત્ર બનાવી. પોતાના આવા દેશદ્રોહી કૃત્યથી માધવે પોતાનું મ્હોં કાળું કર્યું છે. બાળકો તમે કાકુ તથા માધવ જેવા દેશદ્રોહી અને રાજ્યદ્રોહી ના થતાં, સુરપાળ અને વસ્તુપાળ જેવા ભક્ત અને રાજ્યભક્ત થજો. આટલા બધા વર્ષો થઈ ગયા પણ હજીએ આપણે કાકુ અને માધવનો તિરસ્કાર કરીએ ે. કરણ રાજાનું કૃત્ય બહુજ પાપી હતું. રાજાઓએ તો પારકી ી પોતાની મા બ્હેન જેવી ગણવી જોઈએ. એના પાપની ઈશ્વરે એને વ્યાજબી શીક્ષા કરી છે. પરંતુ માધવનું આ તો ધીક્કારનેજ પાત્ર ગણાશે. પોતાના દેશ ઉપર પર-ઓ પાસે હુમલો કરાવ્યો તેના કરતાં બીજી કોઈ રીતે કરણ રાજાપર વેર લેવું હતું.

---

## વાર્તા ૩૧.

## કૌળાદેવી અને દેવળદેવી.

કરણ રાજાના નાસી ગયા પછી મુસલમાન લશ્કર અણહિલવાડમાં પેઠું. રાજ્યમહેલનો કબજો લીધો. અને રાજાની માનીતી રાણી કૌળાદેવી જે બહુજ સુંદર હતી તેને પકડી બાદશાહ પાસે દિલ્હી મોકલાવી દીધી. દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ આ સુંદર રજપુતાણી સાથે લગ્ન કર્યું. પોતાના સૌંદર્ય તથા હોંશીઆરીને લીધે થોડા વખતમાં તે બાદશાહની અત્યંત માનીતી બેગમ થઈ પડી. તેનો આગલો ધણી બાગલાણના કિલ્લામાં ભરાઈ બેઠો હતો, તેની દીકરી દેવળદેવી કરણની પાસે હતી, એ વાત તેના જાણવામાં આવી હતી. ગુજરાત જીતી લીધા પછી મુસલમાનોએ ખંભાત જઈ તે શહેર લુંટ્યું. અને ત્યાંના એક મુસલમાન વહેપારીને ત્યાં એક રૂપાળો છોકરો ગુલામ તરીકે રહેતો હતો તેને પકડી દિલ્હી મોકલાવી દીધો. આ છોકરાનું નામ કાફુર હતું. દિલ્હીમાં તે પણ કૌળાદેવીની માફક બાદશાહનો માનીતો થઈ પડ્યો. અને મલેક કાફુરના નામથી ઓળખાવવા લાગ્યો. બાદશાહે તેને મોટું લશ્કર આપી દક્ષિણ જીતવાને મોકલ્યો.

બાદશાહનું લશ્કર દક્ષિણ તરફ જાય છે એ વાત કૌળાદેવીએ જાણી ત્યારે તેણે બાદશાહને વિનંતી કરી કે મારી દીકરી દેવળદેવી પોતાના બાપ કરણ પાસે બાગલાણના કિલ્લામાં રહે છે તેને પોતાની સાથે દિલ્હી તેડી લાવવા મલેક કાફુરને હુકમ આપો. કૌળાદેવીની મરજી પ્રમાણે બાદશાહે કાફુરને હુકમ આપ્યો.

રાજા કરણ આ વખતે દેવગીરીના રાજા રામદેવને આશરે રહેતો હતો. રામદેવના પુત્ર શંકરદેવ અને દેવળદેવી વચ્ચે પ્રીતિ થઈ અને રામદેવે પોતાના કુંવર શંકરદેવ માટે દેવળદેવીનું માગું કર્યું. આવા સંકટના સમયમાં પણ કરણ રાજાએ પોતાના કુળનું અભિમાન છોડ્યું નહોતું. તેથી તેણે પોતાની કુંવરીને શંકર દેવ સાથે પરણાવવાની ના પાડી. હવે એને ખબર પડી કે કૌળાદેવીના હુકમથી મુસલમાન લશ્કર દેવળદેવીને દિલ્હી પકડી જવા આવે છે. તેથી તેણે દેવળદેવીને શંકરદેવ સાથે પરણાવવાનું કબુલ કર્યું. આણી તરફથી મલેક કાફુરના હુકમથી ગુજરાતના સુબા અલફખાનનું લશ્કર દેવળદેવીને પકડવા બાગલાણ તરફ આવ્યું. રાજા કરણે બેમાસ સુધી અલફખાં સાથે બહુ બહાદુરીથી લઢી ટક્કર ઝીલી. એવામાં દેવગીરીના રાજાએ પોતાના પુત્ર ભીમદેવને લશ્કર આપી દેવળદેવીને દેવગીરી તેડી લાવવા મોકલ્યો. બાગલાણથી દેવ-ગીરી આવતાં રસ્તામાં દેવળદેવી મુસલમાનોના હાથમાં પકડાઈ ગઈ. તેને દિલ્હી મોકલી દેવામાં આવી. દેવળદેવીનું રૂપ જોઈ પાદશાહનો પુત્ર ખીજરખાં તેનાપર મોહી પડ્યો. દેવળ-દેવીની પણ તેનાપર પ્રીતિ થઈ. પરંતુ બંનેની માઓના વિચાર આ લગ્નની વીરૂદ્ધ હતા. પોતાની પ્રીતિમાં આમ ભંગાણ થવાથી બંનેના શરીરો ક્ષીણ થતાં ગયાં. આખરે તેમના લગ્ન કરવામાં આવ્યાં. ફારસી ભાષામાં દિલ્હીના રાજ્યકવિ ખુશરૂએ મુસલમાન શાહજાદા ખીજરખાં તથા રજપુત કન્યા દેવળદેવીના પ્રેમ વિષે એક સુંદર કાવ્ય રચ્યું છે.

# પ્રકરણ ચોથું.

વાર્તા ૩૨.

## અહમદશાહ અને અમદાબાદ શહેર.

ગુજરાતના છેલ્લા હિંદુ રાજા કરણ ઘેલાના દુરાચાર અને માધવ જેવા તેના દેશદ્રોહી પ્રધાનના નીચ કૃત્યને લીધે આપણા ગુજરાતની સ્વતંત્રતા ગઈ. અને ગુજરાતપર મુસલમાનોનો અમલ શરૂ થયો. અલાઉદ્દીન ખીલજી અને પછીના રાજાઓ ગુજરાતપર રાજ્ય ચલાવવા માટે દિલ્હીથી સુબાઓ મોકલતા હતા. તે વખતના મુસલમાનો ધર્માંધ હોવાને લીધે હિંદુઓપર ઘણો જુલમ ગુજારતા હતા. તેમને જોર જુલમથી મુસલમાનો બનાવતા અને તેમના પવિત્ર તીર્થસ્થળો ને મંદીરોનો નાશ કરતા હતા. દિલ્હીના મુસલમાન બાદશાહે ગુજરાતનું પાટનગર જીતી લીધું ખરૂ પરંતુ આખું ગુજરાત એકદમ મુસલમાન બાદશાહના હાથમાં આવ્યું નહિં. કરણ ઘેલાના કેટલાક ખંડીઆ રાજાઓ સ્વતંત્રરીતે પોતાના મુલકોમાં અમલ ચલાવતા હતા. કેટલાક ખંડીઆ રાજાઓ ગુજરાતના સુબાઓને તાબે થઈ તેમને ખંડણી આપતા હતા. સુબાઓ નબળા આવે ત્યારે ખંડણીઓ ના ભરતાં સામા થઈ બંડો કરતાં હતા. કેટલાક પોતાનો મુલક મુસલમાનોએ જીતી લીધો હતો તેથી બહારવટે નીકળી લુંટ ફાટનો ધંધો કરતા હતા. દિલ્હીના બાદશાહો

નબળા પડતા ગયા તેમ ગુજરાતના મુસલમાન સુબાઓ પણ દિલ્હીની ગાદીથી સ્વતંત્ર થઈ ગુજરાતપર સ્વતંત્ર રીતે રાજ્ય ચલાવવા લાગ્યા.

ઈ. સ. ૧૩૯૧માં દિલ્હીના બાદશાહે ઝફરખાં નામના એક સરદારને ગુજરાતના સુબા તરીકે પાટણ મોકલ્યો. તેણે થોડા વખતમાં દિલ્હીના બાદશાહની તાબેદારી ખુલ્લી રીતે છોડી દીધી, અને પોતે મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગુજરાતના પહેલા મુસલમાન સ્વતંત્ર બાદશાહ તરીકે પોતાની આણ વર્તાવી ગુજરાતની ગાદીએ બેઠો.

આ મુજફ્ફરશાહને તેના દીકરાના દીકરા અહમદશાહે ઝેર પાઈ મારી નાંખ્યો, અને પોતે ગુજરાતનો પાદશાહ થયો. અહમદશાહ બહુ બહાદુર હતો. તેણે ઈડર, જુનાગઢ, તથા ચાંપાનેરના રાજાઓને હરાવી તાબે કર્યા ને તેમને પોતાના ખંડીઆ રાજાઓ બનાવ્યા. પછી તેણે હિંદુઓના પવિત્ર તીર્થસ્થળ સિદ્ધપુર ઉપર ચઢાઈ કરી ત્યાંના હિંદુ દેવળોનો નાશ કરી તે જગ્યાએ મસજીદો બંધાવી ને ઘણા હિંદુઓને જોર જુલમથી મુસલમાનો બનાવ્યા.

હાલ જ્યાં અમદાવાદ શહેર છે તેની પડોશમાં આશાવળ નામે નાનું ગામડું હતું ત્યાં ભીલ લોકોનું રાજ્ય હતું. ભીલરાજાનું નામ આશોભીલ હતું. તે અહમદશાહની સામે બહારવટે નીકળતો હતો ને લુંટફાટનો ધંધો ચલાવતો હતો. તેને તાબે કરવા અહમદશાહ મોટું લશ્કર લઈ પાટણથી આવ્યો ને આશાવળની પડોશમાં સાબરમતી નદીના કાંઠાપર છાવણી

નાંખી પડ્યો હતો. એક દિવસ બાદશાહ પોતાના શીકારી કુતરાઓને લઈ નદી કાંઠાનાં જંગલોમાં શિકાર કરવા નીકળી પડ્યો. એક જંગલી સસલાએ તેના શિકારી કુતરાપર ધસારો કર્યો. આ દેખાવ જોઈ બાદશાહને બહુ નવાઈ લાગી. જે જગ્યાએ સસલાઓ કુતરાઓને મારવા આવે તે જગ્યાના હવા પાણી અત્યંત વીરત્વવાળાં હોવા જોઈએ. તે જગ્યાએ શહેર વસાવવામાં આવે તો ત્યાંના માણસો પણ બહાદુર નીવડે. આ વિચારથી બાદશાહે પોતાના નામ ઉપરથી ત્યાં મોટું શહેર વસાવ્યું ને તે શહેરનું નામ અહમદાવાદ પાડ્યું. ને ત્યાં મોટા મોટા મહેલો, મસજીદો અને કિલાઓ બંધાવ્યા, અને પાટણને બદલે આ નવા શહેરને પોતાની રાજધાની બનાવી. પોતાની નવી રાજધાનીને માટે બાદશાહે આ સ્થળ કેમ પસંદ કર્યું તેને માટે અત્યારે પણ કહેવત ચાલે છે કે—

જબ કુત્તેપર સસ્સા આયા તબ બાદશાહને શહેર બસાયા.

---

વાર્તા ૩૩.

## લાલા વાઘેલો.

ગુજરાતનું રાજ્ય મુસલમાનોના હાથમાં આવ્યા પછી કરણ વાઘેલાના ભાયાતોની જાગીરો પણ પાદશાહના સુબાઓએ લઈ લીધી હતી. તેથી તે વંશના વરસોજી અને જેતોજી નામના બે ભાઈઓ બહારવટે નીકળી પડ્યા. આ બે ભાઈઓ પાસે માત્ર ૧૫૦ ચુંટી કાઢેલા સ્વારો હતા. પણ તે એટલા બધા

પરાક્રમી અને સહાસિક હતા કે તેઓ બાદશાહની રાજધાની અમદાવાદ શહેરની આજુબાજુમાંજ લુંટફાટ કરતા હતા, ને કોઈ કોઈ વાર તો ખુદ અમદાવાદ શહેરમાં આવીને પણ લુંટફાટ ચલાવતા હતા. એક વાર બાદશાહની બેગમ બીજા સરદારોની સ્ત્રીઓ સાથે શુક્રવારે સરખેજની પાસે મકરબાને રોજે જતી હતી. પોતાની સાથે આવેલા સ્વારો તથા નોકરોને દુર રાખી પાદશાહની બેગમ તથા સરદારોની સ્ત્રીઓ કબર આગળ જતી હતી તેવામાં રજપુત બહારવટીઆઓએ તેમને ઘેરી લીધી. બેગમે તેમને પુછ્યું "તમે કોણ છો" ? આ બે ભાઇઓ બેગમની પાસે આવ્યા ને સભ્યતાપૂર્વક જવાબ દીધો. અમે વરસોજી અને જેતોજી નામના બે રજપુત બહારવટીઆઓ છીએ. બાદશાકે અમારી જાગીર લઈ લીધી છે તેથી અમે બહારવટે નીકળ્યા છીએ ને અત્યારે તમને પકડી લઈ જઈશું." બેગમ આ સાંભળી પહેલાં તો ગભરાઈ ગઈ પણ પછીથી તેણે હિંમતથી જવાબ દીધોઃ "અમને પકડી જશો તો અમારી તેમ બાદશાહની આબરૂ જશે. હું હમણાજ બાદશાહને કહી તમારી જાગીર તમને પાછી અપાવું છું". આ બાબતના બેગમે સોગન ખાધા એટલે બહારવટીઆઓ તેમને છોડી દઈ જતા રહ્યા. બેગમે શહેરમાં આવી બાદશાહને બધી વાત કહી અને બોલી "મેં સોગન ખાધા છે માટે તમે આ બંને ભાઇઓને માનપૂર્વક અમદાવાદ બોલાવી તેમની જાગીર પાછી સોંપી દો. જો તેઓ અમને પકડી લઈ ગયા હોત તો મારી ને તમારી શી આબરૂ રહેત !" બાદશાહે બંને

ભાઈઓને આદરમાન સાથે અમદાવાદ તેડાવ્યા, ને દરબાર ભરી તેમને શિરપાવ આપ્યો ને પોતાની જાગીર ઉપરાંત તેમને પાંચસે ગામનું આખું કલોલ પરગણું આપ્યું, ને પોતાના સરદારો તરીકે તેમને અમદાવાદમાં રાખ્યાં. ધીમે ધીમે તેમને બાદશાહની સાથે એટલો બધો સ્નેહ થયો કે તેમને પોતાની એકની એક બેન લાલાને પાદશાહ સાથે પરણાવી. રજપુતોએ પોતાની કન્યા રાજીખુશીથી મુસલમાન પાદશાહને આપ્યાનો આ ગુજરાતમાં પહેલોજ દાખલો હતો. આ લાલા વાઘેલી થોડા વખતમાં પોતાની હોંશીયારી તથા સૌંદર્યને લીધે બાદશાહની ખાસ માનીતી બેગમ થઇ પડી, અને રાજ્યમાં એનું બહુજ ચલણ હતું.

એક વખત વરસો ને જેતો બાદશાહના મહેલમાં એક છજામાં બેઠા હતા. તે વખતે મહેલ નીચે થઈને બિહોલનો ઠાકોર સામંતસિંહ જતો હતો. તાપ પુષ્કળ પડતો હતો ને તે વખતના રીવાજ મુજબ પાદશાહના શહેરમાં બીજા કોઈનાથી છત્રી ઓઢી શકાતી નહોતી, તેથી આ ઠાકોરે માથાપર કપડું ઢાંકેલું હતું. તે જોઈ બે ભાઈમાંના એકે છજામાંથી બુમ પાડી કે “ આ માથા ઢાંકો કોણ જાય છે? ” સામંતસિંહને આથી ક્રોધ ચઢ્યો ને તેણે આવેશમાં જવાબ દીધો “ માથા ઢાંકો કોણ ? જેણે પોતાની બ્હેન મુસલમાનને આપી તે કે હું ” આ મ્હેણાના શબ્દો સાંભળી વરસા તથા જેતાને બહુજ ક્રોધ ચઢ્યો ને તેઓએ બાદશાહને ખુબ ઉશ્કેર્યો અને કહ્યું કે સામંતસિંહની દીકરી સાથે તમે લગ્ન કરો તોજ અમારા અપમાનનો બદલો લેવાય. બાદ-

શાહે આ ઉપરથી સામંતસિંહની દીકરીનું માગું કર્યું. ચતુર સામંતસિંહ બધી વાત સમજી ગયો. થોડી આનાકાની પછી સામંતસિંહે બાદશાહનું માગું કબુલ રાખ્યું, ને લગ્નની તૈયારી કરવાનું બહાનું કાઢી પોતે પોતાને ગામ જતો રહ્યો. બિહોલથી આશરે ચૌદ માઈલને છેટે ડુંગરમાં પોતાનો કિલો છે ત્યાં મહેલ બંધાવી પોતાના કુટુંબને મોકલાવી દીધું ને પોતે પાદશાહને લગ્નમાટે બિહોલ બોલાવ્યો. પાદશાહ થોડું લશ્કર લઈ બિહોલ પરણવા ગયો. પણ તરતજ તેને ખબર પડી કે સામંતસિંહ પોતાની દીકરી દેવાને બદલે લડાઈ કરવાને તૈયાર થઈ રહ્યો છે. બાદશાહ ને સામંતસિંહ વચ્ચે બાર વર્ષ સુધી લડાઈ ચાલી. પણ સામંતસિંહે નમ્યું આપ્યું નહીં. છેવટે બાદશાહને તેની સાથે સલાહ કરવી પડી. સામંતસિંહના વંશજો હજી પણ બિહોલા રજપુતોને નામે ઓળખાય છે, ને તેમનો વાંટો દેગામમાં છે.

---

વાર્તા ૩૪.

## મોલેસલામ ગરાસીઆઓની ઉત્પત્તિ.

લાલા વાઘેલી થોડા વખતમાં ગુજરી ગઇ. બાદશાહને તેનાપર અત્યંત પ્રેમ હતો તેથી તેના મરણથી તેને બહુજ શોક થયો. ને આખો દિવસ ને રાત દીલગીરીમાં બેસી રહેતો હતો. બાહશાહનો શોક ટાળવાને તેના કારભારીઓએ તેને માટે લાલા જેવી રૂપાળી ને ગુણવંતી બીજી રજપુત કન્યા શોધી કાઢવાનો નિશ્ચય કર્યો, અને ગામે ગામ બ્રાહ્મણોને કન્યાની શોધમાં મોકલ્યાં.

ચરોતરના માતર ગામમાં સત્રાસલજી રાવળ નામે સિસોદીઆ વંશનો રાજા રાજ્ય કરતો હતો. તેની દીકરી લાલા જેવીજ રૂપાળી ને ગુણવંતી છે ને તેની સાથે બાદશાહના લગ્ન થાય તો બાદશાહનો શોક ઉતરે ને તે ફરી રાજકારભારમાં મન ઘાલે એવી ખબર બ્રાહ્મણો લાવ્યા. આ ઉપરથી કારભારીઓએ સત્રાલજીને અમદાવાદ બોલાવ્યો.

તેનો સત્કાર કરી બાદશાહ સાથે તેની દિકરીના લગ્ન કરાવવાને કારભારીઓએ તેને પુષ્કળ સમજાવ્યો. પરંતુ રાવળે તો નાજ પાડી તે પરથી તેને અમદાવાદમાં કેદ કર્યો. ઠકરાણીને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાના ધણીનો જીવ બચાવવાના તથા પોતાની જાગીર સહીસલામત રાખવાના ઇરાદાથી પોતાની દીકરીને બાદશાહ સાથે પરણાવવાનું કબુલ કર્યું, ને પોતાની દીકરીને અમદાવાદ મોકલી બાદશાહ સાથે પરણાવી. લગ્ન પછી તે પુરેપુરો શૃંગાર સજી બાદશાહની હજુરમાં દાખલ થઇ ત્યારે તેની સુંદરતા જોઇ બાદશાહ બોલી ઉઠયો "શું લાલા પાછી આવી?" બીજે દિવસે બાદશાહે કચેરી ભરી. સત્રાલજીની બેડીઓ તોડી નાંખી તેને શિરપાવ આપ્યો ને માનપૂર્વક પોતાને વતન વિદાય કર્યો. સત્રાલજીને પોતાની દીકરીના લગ્ન બાદશાહ સાથે કરવામાં આવ્યાં છે તેની ખબર નહોતી. તેથી તે ખુશી થતો થતો માતર પાછો ગયો. પણ માતર ગયા પછી તેને ખરી વાતની ખબર પડી આથી તેને બહુજ ક્રોધ ચઢયો. આવેશમાં પોતાની તરવાર પોતાના પેટમાં ખોસી તે મરણ પામ્યો. સત્રાલજીના કુંવર ભાણજી તથા ભોજિયે

બાપનું ક્રિયાખર્ચ કર્યું ને માતરની ગાદીએ બેઠા. પછી બાદશાહે તેમને શોક મુકાવવાને અમદાવાદ બોલાવ્યા. અમદાવાદમાં તેમની બેને તેમને મેણું માર્યું તે પરથી ન્હાનો ભાઈ ભોજિય એકદમ બારીએથી ભુસ્કો મારી નાસી ગયો. મ્હોટા ભાઇ ભાણજીને બાદશાહે જમવાનો આગ્રહ કર્યો, અને કહ્યું " તમારી બેને જાતે રસોઇ કરી છે માટે જમો. " ભાણકજીએ જવાબ દીધો, " હું તમારે ત્યાં જમું તો બીજા રજપુતો મારી સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખે નહિ. " બાદશાહે જવાબ દીધો " એ વાતની ચિંતા રાખશો નહિ. હું ઘણા રજપુતોને તમારી સાથે બેસાડી જમાડીશ. " એમ કહી ભાણજીને જમાડ્યો. પછી બાદશાહે ગુજરાતના બાવન ગામના રજપુતોને અમદાવાદ બોલાવ્યા. ઘણા રજપુતો શા કારણથી તેમને બોલાવવામાં આવ્યા છે તે સમજી ગયા ને ના આવ્યા. જેટલા આવ્યા તેમને બાદશાહે ભાણજી સાથે જમાડી તેમની ન્યાત છોડાવી. બાકીના રજપુતો સાથે ઘણા વર્ષ સુધી લડાઇ ચલાવી. તેઓ પોતાની જાગીર ગુમાવીને માર્યા ગયા પણ તેમણે બાદશાહને નમ્યું આપ્યું નહિ. જે રજપુતોને બાદશાહે વટલાવ્યા તેઓ હજીપણ મોલે સલામ ગરાસીઆના નામથી ગુજરાતમાં ઓળખાય છે. રજપુતો શીવાય તે સમયે બીજા બ્રાહ્મણ વાણિયાઓને પણ વટલાવવામાં આવ્યા હતા. તેઓ વોહોરાની જાતીમાં ભળી ગયા. ભરૂચ જીલ્લાના વોહોરા આ રીને વટલાયલા હિંદુઓ છે.

---

## વાર્તા ૩૫.

## મહમૂદ બેગડો.

ગુજરાતની ગાદીપર જે સ્વતંત્ર પાદશાહો થઇ ગયા છે તે સર્વમાં મહમૂદ બેગડો બહુજ જાણીતો છે. તે ઇ. સ. ૧૪૫૯માં ચૌદ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો. તેની નાની ઉમ્મરને લીધે તેના મુસલમાન અમીરોએ તેની સામે બંડ ઉઠાવ્યું, ને તેના મહેલપર ધસારો કર્યો. પણ મહમૂદે બહાદુરી તથા સમયસૂચકતા વાપરી તેમને મહેલમાંથી નસાડી મુક્યા, અને



સરખેજનો રોજો અંદરથી

બંડ સમાવી દીધું. આથી શરૂઆતમાંજ તેને સરદારો તેમ પ્રજાપર સારો દાબ બેસાડ્યો. આ વખતે દક્ષિણમાં બ્રાહ્મણી વંશના મુસલમાન બાદશાહો રાજ્ય કરતા હતા. માળવાના મુસલમાન સુલતાને બ્રાહ્મણી રાજાપર હુમલો કર્યો. આ વખતે

બ્રાહ્મણી રાજાએ મહમુદની મદદ માંગી. મહમુદે તેને મદદ કરી માળવાના સુલતાનને સખત હાર ખવરાવી.

ઇ. સ. ૧૪૬૮માં મહમૂદે બહુ જબરૂં સૈન્ય લઇ જુનાગઢપર ચઢાઇ કરી. આ વખતે જુનાગઢમાં રા'મંડલિક નામે રાજા રાજ્ય કરતો હતો. તે જુનાગઢના કિલ્લામાં ભરાઇ બેઠો. મહમૂદે જુનાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. રા'મંડલિકથી લાંબો વખત ટકી શકાયું નહિ. તે કિલ્લો છોડી મહમૂદને શરણે આવ્યો ને સુલતાન આગળ કિલ્લાની કુંચીઓ મુકી દીધી. મહમૂદે જુનાગઢ લઇ લીધું ને રા'મંડલિકને કેદ કરી અમદાવાદ આણ્યો. અમદાવાદમાં આવ્યા પછી તેણે મુસલમાની ધર્મ સ્વીકાર્યો અને બાદશાહના દરબારમાં ખાન જહાનનું નામ ધારણ કરી રહ્યો. મુસલમાન થયા પછી તે પોતાની પવિત્રતા તથા ધર્મના જ્ઞાન માટે બહુ પ્રખ્યાત થયો. મુસલમાનો તેને પીર તરીકે માન આપે છે. તેની કબર અમદાવાદમાં માણેક ચોકમાં છે ને આજે પણ ઘણા મુસલમાનો તેની પૂજા કરે છે. મહમૂદે જુનાગઢ ખાલસા કર્યું ને ત્યાં ઘણા મુસલમાનોને લાવી વસાવ્યા. રા'મંડલિકના છોકરાઓને મહમૂદે થોડી જાગીર આપી ને તેના વંશજો બગસારમાં તાલુકદાર થઈ રહ્યા.

જુનાગઢ જીત્યા પછી મહમૂદે કચ્છ, આબુ ને ઇડરપર ચઢાઈઓ કરી ને ત્યાંના રાજાઓને તાબે કર્યા. દ્વારિકાના ચાંચીઆઓએ મૌલાના મહમૂદ સમર કંદી નામના એક પવિત્ર મુસલમાનને લુંટી લીધો. તેણે મહમૂદને ફરીઆદી કરી. તે પરથી મહમૂદે દ્વારકા જઈ તે નગર લઈ લીધું. મંદીરોની

મૂર્તિઓ તોડી નાખી, અને નાસી ગએલા ચાંચીઆઓને પકડી તેમને કાપી નાખ્યાં.

મહમૂદે પછી ચાંપાનેરપર ચઢાઇ કરી ચાંપાનેરનો કિલ્લો ઘણો મજબૂત છે તે પવનગઢ (પાવાગઢ) ના નામથી પ્રસિદ્ધ છે. તેના શિખરપર કાલિકા માતાનું મંદિર છે. ચાંપાનેરમાં આ વખતે રાવળજયસિંહ જે પતાઇ રાવળના નામથી પણ ઓળખાય છે, તે રાજ્ય કરતો હતો. પતાઇ રાવળને ખબર પડી કે સુલતાન મહમૂદ તેનાપર ચઢી આવે છે એટલે તેને કિલ્લાની આજુબાજુ ખાઇ ખોદાવીને કિલ્લાને મજબુત બનાવ્યો. મહમૂદે લગભગ બાર વર્ષ સુધી કિલ્લાનો ઘેરો જારી રાખ્યો. અને કિલ્લામાં ખોરાક તથા ઘાસ દાણો જતો બંધ કરાવ્યો. પતાઈ રાવળ છેવટે થાકી ભૂખે મરવું તેના કરતાં યુદ્ધમાં શુરાતન બતાવી મરવું એ વધારે સારૂં છે એમ સમજી રજપુત સ્ત્રીઓને ચીતા ખડકાવી બાળી મુકી પોતાના સૈન્ય સાથે તે કિલ્લાની બહાર નીકળી પડ્યો ને કેસરીયાં કરી શત્રુઓ ઉપર તૂટી પડ્યો. તેમણે ઘણા મુસલમાનોનો ઘાણ કાઢી નાંખ્યો. પણ આખરે તેમનું કાંઈ ચાલ્યું નહિ. ચાંપાનેરનો કિલ્લો મહમૂદે જીતી લીધો ને ચાંપાનેરનો પતાઈરાવળ તથા તેનો પ્રધાન ઘાયલ થવાથી લોહીથી ખરડાયલા બાદશાહને હાથ જીવતા કેદ પકડાયા. બાદશાહે તેમને મુસલમાની ધર્મ સ્વીકારવા આગ્રહ કર્યો પણ તેમણે માન્યું નહિ તેથી છેવટે તેમને ઠેરકર્યા.

પતાઈરાવળને ત્રણ કુંવરો હતા. મોટો કુવર લડાઈમાં કપાઈ મુવો. બીજો નાશી ગયો અને ત્રીજા કુંવર તેજાસિંહને

બાદશાહે પકડી મુસલમાન બનાવ્યો. મોટા કુંવર રાયસિંહ-જીને પૃથ્વીરાજ તથા ડુંગરાસિંહ નામે બે કુંવરો હતા. તેઓએ થોડા રજપુતો તથા ભીલોને એકઠા કરી ધીમે ધીમે તેમની સત્તા જમાવી ને રાજપીપળાથી તે ગોધ્રા સુધીનો મુલક કબજે કરી લીધો. બંને ભાઈઓએ તે સરખે ભાગે વહેંચી લીધો. મોટા પૃથ્વીરાજના ભાગમાં છોટા ઉદેપુર આવ્યું. ને નાનાના હાથમાં બારૈયા આવ્યું. આજ પણ તેમના વંશજો ત્યાં રાજ્ય કરે છે. મહમૂદે જુનાગઢ તથા પાવાગઢ એવા બે ગઢો જીત્યા તે પરથી તે મહમૂદ બેગડાનાં નામથી ઓળખાય છે.

મહમૂદે પોતાના નામ ઉપરથી વાત્રક નદીના કાંઠાપર મહે-મદાવાદ નામનું શહેર વસાવ્યું ને ઘણે ભાગે તે ત્યાંજ રહેતો. મહેમદાવાદની પાસે ભમરીઓ કુવો તેને બંધાવ્યો. તે નદીના કાંઠા ઉપર ચાંદસુરજ નામના બે મહેલો બંધાવ્યા. અમદાવાદની પાસે સરખેજ ગામ છે, ત્યાં તેણે શેખ મહમદ ખતુગંજબક્ષની કબર તથા રોજો બંધાવ્યા. તેમ એક મોટું તળાવ પણ બંધાવ્યું, ને એને કાંઠે એક મહેલ બંધાવ્યો છે. મુસાફરોના સુખને માટે તેણે ઠેકાણે ઠેકાણે વાવ, કુવા તથા ધર્મશાળાઓ બંધાવ્યાં છે. આ સુલતાનોને ઝાડો રોપાવવાનો બહુ શોખ હતો. અમદાવાદથી મહેમદાવાદના રસ્તાપર તેણે અગણિત આંબા તથા રાયણના ઝાડો રોપાવ્યા હતા. મહમૂદનો ખોરાક એક રાક્ષસ જેટલો હતો તે ઝેરપણ પચાવી શકતો હતો. તે એક મણ અનાજ આખા દિવસમાં ખાતો અને નિમાજ પઢી રહ્યા

પછી દરેક વખતે તે એક પ્યાલો ઘી ને એક પ્યાલો મધ પી જતો અને અઢીસેં સોનેરી કેળાં ખાઈ જતો. રાતમાં પણ તેને ખાવાનું જોઈતું હતું. તેથી પોતાના બીછાનાની બંને બાજુએ ખોરાકના ટાટ રખાવી મુકતો. આ પ્રખ્યાત બાદશાહ ઇ. સ. ૧૫૧૧માં ૭૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.

---

વાર્તા ૩૬.

## ગુજરાતનું હિંદના સામ્રાજ્યમાં ભળી જવું.

મહમૂદ બેગડાના મરણ પછી માત્ર ૬૦ વર્ષ સુધી ગુજરાતમાં મુસલમાન સુલતાનોનું સ્વતંત્ર રાજ્ય રહી શક્યું.



અકબર.

ઇ. સ. ૧૫૭૩ માં દિલ્હીના પ્રખ્યાત બાદશાહ અકબરે ગુજરાતપર ચઢાઈ કરી ગુજરાત જીતી લીધું અને તેને મુગલાઈ સામ્રાજ્ય સાથે જોડી દીધું. અકબરે ગુજરાત જીતી લીધા પછી ગુજરાતમાં ઠેકાણે ઠેકાણે બળવાઓ જાગ્યા પણ અકબરે તે બધા સમાવી દીધા. અકબર પાદશાહે હિંદુ મુસલમાનોને સરખા ગણી બંનેને રાજ્યમાં સરખી રીતે મોટા મોટા હોદ્ધાઓ આપી મોગલ સામ્રાજ્યને આબાદ બનાવ્યું. તેના મરણ

પછી તેના પછીના બે બાદશાહુઓએ તેની રાજ્યનીતિ પ્રમાણે ડહાપણથી રાજ્ય ચલાવ્યું ને સામ્રાજ્યને વધારે આબાદ બનાવ્યું. પણ ઔરંગઝેબ બાદશાહની ટુંકી રાજનીતિને લીધે મોગલ સામ્રાજ્યનો અંત આવ્યો. ઠેકાણે ઠેકાણે સુબાઓ સ્વતંત્ર થઈ ગયા અને દક્ષિણના હિંદુઓ જે મરેઠાના નામથી ઓળખાય છે તેમણે મોટું રાજ્ય સ્થાપ્યું, ને મોગલોનો ઘણો મુલક પડાવી લીધો. ગુજરાતપર પણ મરેઠાઓએ ચઢાઈ કરી અને મરેઠા સરદાર પીલાજી ગાયકવાડે ઘણું ખરૂં ગુજરાત જીતી લીધું અત્યારે પણ ગુજરાતનો મોટો ભાગ ગાયકવાડ સરકારના તાબામાં છે. મરાઠી રાજ્યની પડતી થયા પછી અંગ્રેજોના હાથમાં હિંદનું સામ્રાજ્ય આવ્યું ત્યારે ગુજરાત પણ અંગ્રેજ સરકારના તાબામાં આવ્યું. અત્યારે ગુજરાતપર અંગ્રેજ સરકારનું રાજ્ય ચાલે છે અને બ્રીટીશ સામ્રાજ્યના અધીપતિ મહારાજા પાંચમાં જ્યોર્જ આપણા ગુજરાતના પણ રાજા છે. પરમકૃપાળુ ઈશ્વર પાસે આપણે એટલું માગીશું કે મહારાજા પાંચમાં જ્યોર્જના સામ્રાજ્યમાં આપણા ગુજરાત પ્રાંતને પણ ઉંચુસ્થાન અને મહાન યશ મળે અને ગુજરાત પોતાની અસલની જાહોજલાલી પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નીવડે. ચાલો આપણે સર્વે આપણા પ્રખ્યાત કવિ અરદેશર ખબરદારના શબ્દોમાં ગુજરાતની સ્તુતી કરી તેના યશોગાન ગાઈએ.

---

## ગુણવંતી ગુજરાત.

(મ્હાડ-ગરબી)

ગુણવંતી ગુજરાત! અમારી ગુણવંતી ગુજરાત
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત !--(ધ્રુવ)

મોંઘેરા તુંજ મણિમંડપમાં, આ ઝૂકી રહ્યાં અમે શીશ.
માત મીઠી! તુંજ ચરણ પડીને માગિયે શુભ આશિષ—
અમારી ગુણવંતી ગુજરાત ! ૧.

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલઃ
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરિયે નિત્ય કલ્લોલ!—
અમારી ગુણવંતી ગુજરાત ! ૨.

સંત મહંત અનંત વીરોની, વ્હાલી અમારી માતઃ
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૩.

ઉંડા અઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવનમાંયઃ
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૪.

સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂરઃ
પુણ્યભૂમી ફલફુલ ઝઝૂમી, માત! રમે અમ ઊર !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૫.

હિન્દુ, મુસલમિન, પારસી સર્વે, માત! અમે તુજ બાળઃ
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૬.

ઊર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધારઃ
એક સ્વરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર !—
અમારી ગુણવંતી ગુજરાત ! ૭.
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !




Printed by M. N. Kulkarni at the Karnatak Printing Press,
434, Thakurdwar, Bombay
and
Published by Messrs Macmillan & Co, Ltd, Hornby Road, Bombay